સરસ્વતી ગ્રંથમાળા — પુ૦ ૭

# ક્રાન્તિકારી પ્રેમ



વાર્તાનાયકઃ સરજિયસ સિન્ગબ

પ્રસ્થાન કાર્યાલય :: અમદાવાદ

સરસ્વતી ગ્રન્થમાળા ∴ ∴ પુ૦ ૭

# ક્રાન્તિકારી લગ્ન

મૂળ લેખક
જેકૉપ્ ગ્રેલૂકર

અનુવાદક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી



પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અ મ દા વા દ



પહેલી આવૃત્તિ
નકલ ૩૨૦૦
*
સં. ૧૯૮૫

કિંમત

| વાર્ષિક ફાળે | છૂટક |
|---|---|
| ૦-૨-૦ | ૦-૩-૦ |
| ટપાલખર્ચ માફ | ટપાલખર્ચ જુદું |

મુદ્રક
ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
વસંત મુદ્રણાલય
ઘીકાંટારોડ: અમદાવાદ

# નિવેદન

'ક્રાન્તિ' પછી '૧૮૫૭' [ બળવાની બીજી બાજુ ] આપવાની યોજના હતી પણ તે પુસ્તક સવેળા તૈયાર ન થયું હોવાથી આ 'ક્રાન્તિકારી લગ્ન' રવાના થાય છે. એક રીતે 'ક્રાન્તિ' પછી આ પુસ્તક આવે એમાં ઔચિત્ય છે. પીટર ક્રોપોટકિનની ક્રાન્તિની ફિલસૂફી વાંચ્યા પછી, રુશિયાના જુવાનો કઈ રીતે એ ફિલસૂફીને જીવનમાં ઉતારતા એ આ પુસ્તક દ્વારા કાંઈક અંશે જાણી શકાશે.

આજે આખું જગત રુશિયાની ધાર્મિક, નૈતિક, સામાજિક અને રાજકીય એમ ચતુર્વિધ ક્રાન્તિ તરફ વિસ્મિત નજરે જોઈ રહ્યું છે. રુશિયાની ક્રાન્તિથી જગતમાં એક નવો જ યુગ શરુ થયો છે. હિંદના અને ગૂજરાતના જુવાનો પણ સોવિયેટ રુશિયા ઉપર જાણે આફરિન થઇ ગયા હોય એમ રુશિયા સંબંધી કાંઈ પણ લખાણ હોય તે ઉત્સુકતાથી અને હોંશથી વાંચે છે.

પણ એ ક્રાન્તિનાં મૂળ ક્યાં છે ?

એ ક્રાન્તિનાં મૂળ છે ત્યાંનાં જુવાન સ્ત્રી-પુરુષોમાં. એ વીર-વીરાંગનાઓએ જનતામાં જાગૃતિ લાવવા પોતાની જાતને ઘસી નાંખી છે. સૂકો દહાડો સ્વપ્ને પણ ન જોયો હોય એવા શ્રીમંત અમીર કુટુંબની યુવતીઓ મિલોના ગૂંગળાવનારા વાતાવરણમાં મજૂરણો સાથે મજૂરણો બની. સમાજની તે શિક્ષિકાઓ થઇ, દાયણો બની, અને હોટલમાં નોકરડીઓ તરીકે પણ તેમણે કામ કર્યું. ટૂંકમાં, મોટાથી માંડી નાનામાં નાના કામમાં પોતે જોડાઈ ગઈ અને આખી સ્ત્રીજાતની સૂરત ફેરવી નાંખી. બીજી બાજુ જુવાનિયાઓએ સુતારનો વાંસલો લીધો, લુહારની ધમણ લીધી, સલાટનો ટાંકણો લીધો, મજૂરોનાં પાવડાકોદાળી લીધાં અને મિલોમાં સાંચાના

કટકટારામાં કામદારો સાથે પણ જોડાઈ ગયા. અને આ બધું કરી તેમણે રુશિયામાં રાજદ્વારી જાગૃતિનું પ્રચંડ મોજું ઉછાળ્યું.

યુવાનો અને યુવતીઓના પ્રચારકાર્યમાં, જનતા સાથેના તેમના એકરૂપ થઈ જવામાં, આપખુદ સરકારને પોતાના પાયા હાલતા જણાયા. તેણે પકડી પકડીને આ કર્તવ્યનિષ્ઠ યુવાન વીર–વીરાંગનાઓને જેલોમાં ગોંધ્યાં, સાઈબીરિયાનાં કાળાપાણી આપ્યાં, ફાંસીને લાકડે લટકાવ્યાં. અપમાનોની ઝડી વરસ્યા છતા, રાક્ષસી બળે સિતમોની ચક્કી ફેરવવામાં આવ્યા છતાં, એ શહીદો ન ડગ્યાં, ન તેમણે ઝારશાહીને નમતું આપ્યું, ન તેમણે સ્વતંત્રતાની પ્રતિજ્ઞા છોડી. રણે ચડેલા આ યોદ્ધાઓએ તો પોતાના ઉચ્ચ આદર્શો, ઉદ્દાત્ત ભાવનાઓ,અને પ્રખર કર્તવ્યનિષ્ઠા ખાતર આત્મસમર્પણ કરી જીવનસિદ્ધિ સાધી. એમનાં આ અતિ પ્રોજ્જ્વલ આત્મસમર્પણમાં રુશિયાની ક્રાન્તિનાં મૂળ રહ્યાં છે.

હિંદને આંગણે પણ સ્વાતંત્ર્યયુદ્ધનાં નોબત વાગી રહ્યાં છે. રુશિયા તરફ આપણે આંખ માંડી રહ્યા છીએ. તેમની કાર્યપદ્ધતિ અને અમુક સંજોગોમાં તેમણે લીધેલાં અમુક પગલાં: એ બધા વિષય વિષે બધા સંમત થાય નહિ કે સંમત થઇ શકે નહિ; તોપણ આ આખા ઇતિહાસમાંથી વિવેકની ચાળણીએ શુદ્ધ તરી આવતાં એ પ્રજાનાં આત્મસમર્પણ, ત્યાગની ભાવના અને ભગીરથ તપશ્ચર્યા આપણને આપણાં સ્વાતંત્ર્ય-યુદ્ધમાં નવીન પ્રેરણા આપશે, નવું બળ આપશે. સામાજિક ક્ષેત્રમાં કામ કરનારાઓને પણ નવી દિશા આપશે. આપણા નૌજવાનોને આ પુસ્તકમાંથી એવું કંઇક મળો.

આશા છે કે ગૂજરાત આ પુસ્તકને વધાવી લેશે.

પ્રકાશક

# જ્ઞાન અને સ્વાતંત્ર્યને ખાતર
# નિહિલિસ્ટ લગ્નની એક સાચી કહાણી

## ૧

## રુશિયાની 'નૂતન સ્ત્રી'

ક્રિમિયાની લડાઈ પૂરી થઈ હતી. એલેક્ઝાન્ડર બીજાના વખતમાં, ૧૮૬૧ માં, ખેડુત—ગુલામોને મુક્તિ આપવાનો કાયદો પસાર થયો અને બીજા પણ ઘણા સુધારા દાખલ થયા. તેના મૂર્ત અને અદ્વિતીય પરિણામે રુશિયાના ઇતિહાસમાં અગાઉ કદી ન આવેલી અને દુનિયાના ઇતિહાસમાં અજોડ એવી મહાન પ્રચંડ જાગૃતિ આખા સમાજમાં ફેલાઈ રહી. અત્યારસુધી સામાન્ય જનસમૂહ અજ્ઞાનાંધકારમાં ડૂબી રહ્યો હતો. માત્ર ગણીગાંઠી પ્રાથમિક શાળાઓ ચાલતી હતી. અને આથી શ્રીમંત અને મધ્યમ વર્ગના જુવાનોનાં હૃદયમાં આ ગરીબ વર્ગને જગાડી તેમનામાં નવું ચેતન પ્રગટાવવાની તાલાવેલી લાગી. પણ થોડા જ વખતમાં તેમને સમજાઈ ગયું કે બીજાને જ્ઞાન આપવા માટે તેમજ તેમને મદદરૂપ થઈ પડવાને માટે પોતામાં કાંઈક જ્ઞાન અને ચારિત્ર્ય હોવાં જ જોઈએ. આમ રુશિયાનાં જુવાન પુરુષોમાં જ્ઞાનની ભૂખ જાગી. આ ભૂખની પાછળ પતિતોને ઉપયોગી થઈ પડવાની ઉચ્ચ અભિલાષા અને

ઉમદા ભાવના હતી. રુશિયાની ઊગતી પ્રજા આ જ્ઞાન અને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા માટે ઉત્સાહઘેલી બની ગઈ, અને આર્થિક, સામાજિક કે બીજા કોઈ પણ પ્રકારના અંતરાયોને ન ગણકારતાં દૃઢ નિશ્ચયી થઈને ઉત્સાહ અને ઉમંગભેર ઘર-બહાર નીકળી પડી. સામ્રાજ્યના ખૂણેખૂણેથી ગરીબ યુવાન માણસો, પાદરીઓના દીકરાઓ અથવા સાધારણ કુટુંબના નબીરાઓ, ખિસ્સામાં પાઈ પણ લીધા વિના, વિદ્યાકળાનાં ધામોમાં ટોળેબંધ ઊલટી પડ્યા. તેમને તો ખાત્રી જ હતી કે તેઓ એક કે બીજી રીતે જરૂર ડાક્ટર, વકીલ, એન્જીનિયર, પ્રોફેસર, કે સાહિત્યકાર થશે: અને એ રીતે તેમના ગરીબ પતિત ભાઈઓનો ઉદ્ધાર કરવા પોતે શક્તિમાન થશે. આમાંના ઘણા વીર જુવાનો હિંમતથી અને બહાદુરીથી તેમની મુશ્કેલી સામે અંત સુધી સફળ રીતે ઝઝૂમ્યા છે: અને આજના ઘણા યે રુશિયન પંડિતો, લેખકો અને જાહેર કાર્યકર્તાઓ પોતાના વિદ્યાર્થીજીવનના, સામાન્ય માણસોને દળી નાખે એવાં ગરીબી, આપત્તિ, વગેરે સાથેનાં દ્વંદ્વયુદ્ધોના ભૂતકાળ તરફ આજે પણ મગરૂરીથી જુએ છે.

જુવાન પુરુષોની આ જ્ઞાન માટેની ધગશે સ્ત્રીજાત ઉપર પણ સજ્જડ અસર કરી. આપણા દેશની જેમ ત્યાં યે સ્ત્રીઓને ઘરકામ સિવાય બીજું જીવન જ નહોતું. સ્વદેશસેવાનો કે ગરીબ જનતાની સેવા કરવાનો ઇજારો માત્ર પુરુષોનો જ હતો. પણ ધીમેધીમે આ નવી જાગૃતિને લીધે સ્ત્રીઓમાં નવજીવન આવ્યું, અને તેઓમાં સ્વતંત્ર જીવન જીવવાની તેમજ ગરીબીમાં સડતી જનતાની સેવા કરવાની મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ. આ મહત્ત્વાકાંક્ષા ધીમેધીમે દૃઢ નિશ્ચયનું સ્વરૂપ

પકડતી ગઈ પણ તેમનો માર્ગ ખૂબ કાંટાળો હતો. જુવાન પુરુષોને માટે તો વિજયનો માર્ગ સરળ હતો, તેમને તો માત્ર ગરીબાઈ સામે જ ઝઝૂમવાનું હતું; પણ નીતિના રૂઢિગ્રસ્ત ખ્યાલોને લીધે અને સર્વ દેશમાં અને સર્વકાળે સ્ત્રીઓ ઉપર લદાતા જુલ્મોને લીધે આ નવયુવતીઓને માટે તો પ્રગતિના દરવાજા લગભગ બંધ હતા. વળી પોતાની યુવાન બિનઅનુભવી દીકરીઓ ધંધાની શોધમાં કે વિદ્યાને ખાતર, અથવા તો તદ્દન હવાઈ અને તરંગી લાગતા આદર્શોને માટે પોતાનું ઘર છોડી દૂર દૂર શહેરોમાં ભટકવા જાય એ તેમનાં માબાપને શૂળની જેમ સાલતું, અને તેથી આ સામે તેઓ સ્વાભાવિક રીતે વાંધો લેતા.આમાં આપણે તેમનો વાંક પણ કેમ કાઢી શકીએ ? એમને મન તો પોતાની દીકરીઓ માટે એક સારોસરખો વર શોધી આપ્યો એટલે ગંગા નાહ્યા. દીકરો ચાહે તો દુનિયાના દશે ખંડોમાં ફરે; પણ દીકરીએ તો ઘરને આંગણે ઘરનું કામકાજ જ કરવાનું, અને તેનું નસીબ ઊઘડે ત્યારે તેને પરણાવી, મંગળગીતો ગાઈ, આશીર્વાદ સાથે પતિઘેર વિદાય કરવાની ! અલબત્ત, માબાપનો આ છેવટનો નિર્ણય, સાચે જ, તેમના બાળક પ્રત્યેના સાચા પ્રેમમાંથી જ અને તેમનું ભલું કરવાની શુભેચ્છામાંથી જ થયેલો હોય છે.

છતાં આ પ્રચંડ જાગૃતિને પરિણામે છોકરીઓમાં પણ નવીન ભાવનાઓ અને નૂતન આદર્શોનો ઉદય થયો. તેઓ પોતાનાં જીવનનો ભાવિ કાર્યક્રમ રચવા લાગી, અને કુટુંબની નીરસ જુલ્મી ધૂંસરીમાંથી મુક્ત થવા સતત તરફડિયાં મારવા લાગી. આમ રુશિયાની 'નૂતન સ્ત્રી'ની અંદર નૂતનતાનાં ભવ્ય અને ઉચ્ચ દર્શન થયાં. તેમની

લડત બીજા દેશોની સ્ત્રીઓની માફક ઘોડે બેસવાના, ટાઇકોલર પહેરવાના કે સિગારેટ ફૂંકવાના હકો મેળવવા ખાતર નહોતી; હા, સ્ત્રીઓ હલકી છે અને તેમણે અમુક જ જાતની રીત-ભાત રાખવી જોઈએ એ મતના આગ્રહરૂપ લાંબા વાળને તે કપાવી નાંખતી. રુશિયાની નૂતન સ્ત્રી ત્યારે અને આજે પણ જ્ઞાન મેળવવાને ખાતર સતત પરિશ્રમ કરે છે, અને જીવનમાં પોતાનું વ્યક્તિત્વ સાબિત કરવા તનતોડ મહેનત કરે છે. આ બધું તે કરે છે તે પોતાના સ્વાર્થ ખાતર કે પોતાની સુખસગવડ ખાતર નહિ, પરંતુ પોતાના દેશ અને માનવજાતને માટે સ્વતંત્રતા તથા પ્રગતિ હલ કરવા માટે.

અને આ ક્ષેત્રમાં પ્રવેશ કર્યા પછી તેમણે પોતાના ધ્યેય વિષેની અડગતામાં, ભક્તિમાં અને આપભોગમાં અપ્રતિમ દૃષ્ટાંતો આપ્યાં છે, તથા મોતનો પણ સામનો કરવા સુધીની તેમની એકનિષ્ઠાએ તો ડગલે ને પગલે જગતે ન સાંભળેલાં અજોડ જીવનસમર્પણો રજૂ કર્યા છે. આખા યુરોપમાં, ખ્રિસ્તી-ધર્મી આદિ સ્ત્રી–શહીદો તરીકે તેમનું સ્થાન ઘણું ઊંચું છે. તેમનું યોગ્ય માન અને તેમની સાચી કદર તો કોઇ ભાવિ ઇતિહાસકાર કરશે ત્યારે જ થશે.

બાકી, જે સમયની આ સાચી બનેલી વાર્તા અમે કહીએ છીએ તે સમયે તો કોઈ કોઈ લોકો આ યુવાન ભાવનાશાળી સ્ત્રીઓ તરફ પ્રામાણિક ગેરસમજથી જોતા હતા, તો બીજા કેટલાક જાણીબૂઝીને તેમના વિષે અવળો ખ્યાલ બાંધતા હતા. કોણ જાણે કેમ એ મનુષ્ય-સ્વભાવ જ હોય એમ લાગે છે. જુવાન સ્ત્રીઓ તો પવિત્ર રહી જ ન શકે એ સર્વ દેશના અને સર્વકાળના લોકોમાં ભૂત જ

ભરાઈ ગયેલું લાગે છે—પછી જુવાન પુરુષો પવિત્ર રહે કે ન રહે તેની તેમને ઝાઝી પરવા નથી ! પુરુષો તરફ તેઓ આંખ આડા કાન કરે છે, અરે, તે નીતિભ્રષ્ટ થાય તેમાં યે કેટલાક તો તેની ‘ બહાદુરી ’ જુએ છે !

બીજા લોકો જ્યારે આ જુવાન ભાવનાશાળી નૂતન સ્ત્રીઓ તરફ ગેરસમજથી જોતા હતા, ત્યારે તેનો સમોવડિયો જુવાન સાથી એની કદર બૂઝતો અને એની શકિતઓને પૂજતો હતો. તે પોતે પણ પ્રગતિ અને સુધારાનો અગ્રણી હતો. એ પોતાની લડતમાં પ્રતિક્ષણે અનુભવતો હતો કે જેટલી શકિત એના પોતામાં છે તેટલી જ એ નૂતન સ્ત્રીઓમાં પણ છે. કોઇ કોઇવાર આ અસમાન યુદ્ધની અંદર એના ઉપર ખુલ્લા ઘા પડતા અને એ ઢળી પડતો, ત્યારે પેલી જ વીરાંગનાઓ જાણે આભથી અવનિ ઉપર ઊતરી આવતી અને કોમળ મૃદુ હાથે તેમના ઘા રુઝવતી અને તેમને રીઝવતી. આમ યુવાનોને પણ, સ્ત્રીજાતિને જો વિકાસ માટે તક અને સાધન મળે તો તેઓ પણ કેટલી શક્તિસંપન્ન છે તેનું ભાન થયું હતું. આથી બીજાઓ જ્યારે કોરે રહેતા ત્યારે તે તેને સાથ આપતો, હિંમત આપતો, માબાપના જુલ્મોમાંથી જરૂર પડે એ એને બચાવતો—અરે, એમ કરતાં જરૂર પડે તો, એને પોતાની બનાવટી પત્ની બનાવવાનું અસાધારણ પણ વિચિત્ર પગલું ભરતાં યે તે ખંચાતો નહિ. તેને પોતાને તેના અંગ ઉપર કે તેની મિલકત ઉપર કશોય દરદાવો નહોતો, માત્ર તે તેની મુસીબતોમાંથી ઊગરી જાય કે તેના માબાપ કે બીજાઓના જુલ્મી પંઝામાંથી છૂટી મુકિતની તક મળે એટલું જ તે ઇચ્છતો હતો.

'નિહિલિસ્ટ લગ્ન'ના નામથી આખી દુનિયામાં વિખ્યાત થયેલી રુશિયાની અપૂર્વ અને ચમત્કારિક લગ્નપદ્ધતિનું આ મૂળ છે. કેટલાક દાખલાઓમાં તો એવું પણ બનતું કે આ બનાવટી જોડું એકબીજાંને ઓળખતું પણ ન હોય. બનાવટી લગ્ન કરી છોકરી પિયર છોડતી યે ખરી, પણ એ પછી તે જોડું એકમેકથી છૂટું પડી જતું; અને સામાન્ય મિત્રોની પેઠે પરસ્પર મળવા સિવાય તેમને બીજી કોઈ પણ જાતનો સંબંધ રહેતો નહિ. તેમને ભાગ્યે જ આ બનાવટી લગ્ન સંબંધી વિચારસરખો આવતો—ત્યારે તેમને પતિ-પત્નીના સંબંધથી બાંધતો કાયદો તો ક્યાંથી જ યાદ આવે? ઝારના દેવળ અને ઝારના કાયદા માટે તેમને જરા પણ માન નહોતું, ઊલ્ટો તિરસ્કાર હતો. અલબત્ત, કોઈ કોઈ એવા દાખલા પણ બનતા કે તે જુવાન જોડું, જો એકબીજાંને યોગ્ય હોય તો, ધીમેધીમે એકબીજાંના પ્રેમમાં પડી જતું, પોતાની નબળાઈથી શરમાઈ આ લાગણી છુપાવી રાખતું, અને પછી, તે લાગણી સામે વધુ વખત ટકી ન શકાતું ત્યારે, એકબીજાનો પ્રેમ કબૂલ કરી લઈ એકબીજાંને સાચા પતિપત્ની તરીકે સ્વીકારી લેતું!

અત્યારસુધી નવલકથાકારો અને નાટકકારો આ નિહિલિસ્ટ લગ્નપદ્ધતિનો ઉપયોગ સનસનાટીભર્યા સર્જન માટેના એક વિષય તરીકે કરતા, અને પોતાની સ્વતંત્ર કલ્પનાથી તેમ જ રંગબેરંગી ભભકથી તેમાં ઉપકથાઓ દાખલ કરી તેને રોમાંચક કથાઓનો ઓપ ચડાવતા. તેથી અમે અહીંઆં આ જાતના લગ્નની જે સાચી બનેલી ઘટના રજૂ કરીએ છીએ તે બેવડા, કદાચ ત્રેવડા, આનંદની

નીવડશે. પ્રથમ તો નિહિલિસ્ટોની પ્રારંભિક કાળની રાજદ્વારી નીતિરીતિની એ સૂચક છે; બીજું, રુશિયાની સ્વતંત્રતા માટે શહીદ થનાર બે ઉમદા કાર્યકર્તાઓ વચ્ચેનો સાચો અને દૈવી પ્રેમ વ્યક્ત કરતી એ એક સાચી વાર્તા હોવાથી સામાન્ય જનસમૂહને રુચિકર એવા રસથી એ ભરપૂર છે; અને ત્રીજું, એથી ચરિત્રનાયિકાના ગ્રામપાદરી પિતાના જીવન દ્વારા રુશિયાના કુટુંબજીવનનાં કેટલાંક આનંદદાયી ચિત્રો જોવાનાં મળે છે.

આ વાર્તાનો નાયક સરજિયસ સિલિઈચ સિન્ગબ, રુશિયાની ક્રાન્તિકારક હિલચાલનો એક અગ્રગણ્ય આગેવાન છે, સેંટ પિટર અને પોલ તથા બીજી જેલોનો ઘણી વખતનો લાંબા કાળનો એ મહેમાન છે. લાંબા સમય સુધી જેલજીવન ભોગવીને એ હમણાં જ *(૧૯૦૮ માં) જેલમાંથી છૂટ્યો છે, છતાં ક્રાન્તિ માટે એનામાં એની જુવાની જેટલાં જ અદમ્ય ઉત્સાહ અને શ્રદ્ધા છે.

વાર્તાના નાયકે પોતે જ, જેલમાંથી છૂટીને, 'બ્યુઇલો' નામના પત્રમાં આ વાત લેખમાળારૂપે આપી છે. એ વાર્તા મૂળમાં તો એટલી ઝીણવટથી અને લંબાણપૂર્વક આપી છે કે તે રુશિયાના લોકો તો વાંચે, પણ બીજાઓની ધીરજને તે સારી પેઠે તાવે. તેથી અમે, જ્યાં જ્યાં જરૂર હશે ત્યાં જ થોડું ટૂંકું કરીને, બાકીનો ભાગ નાયકના પોતાના જ શબ્દોમાં આપીશું.

* મૂળ પુસ્તક ઈ. સ. ૧૯૦૮ માં પ્રસિદ્ધ થયું છે.

## ૨

## નાસવાનો નિષ્ફળ પ્રયત્ન

ઈ. સ. ૧૮૭૧ માં પૂર્વ યુરોપીય રુશિયાના એક દૂરના ગામમાં ફાધર વેસિલી ચેમોદૈનોફ નામનો પાદરી તેના મોટા કુટુંબ સહિત રહેતો હતો. તેની મોટી દીકરી સોનીઆ ઘણી ચપળ અને સ્વરૂપવતી હતી. તેણે પોતાની હાઇસ્કૂલનો અભ્યાસ વિએટ્કાની કન્યાશાળામાં ઘણા ઊંચા નંબરે કર્યો હતો. સોનીઆ હતી તો માત્ર સોળ વર્ષની, પણ તે યુગધર્મની ભાવનાઓથી રંગાઈ હતી. જનસમૂહ પ્રત્યેની પોતાની ફરજનું તેને સંપૂર્ણ ભાન હતું, અને જાહેર સેવા માટે જ્ઞાન પ્રાપ્ત કરવાનો તથા સ્વાશ્રયી જીવન ગાળવાનો સ્ત્રીઓને પણ અધિકાર છે એ તેના હૃદયમાં ઊગી ગયું હતું. આ ભાવનાનાં બીજ તેની શિક્ષિકા કુવશિન્સ્કાએ નાંખ્યાં હતાં અને તેણે જ તેને પાણી પણ સીચ્યાં. આ શિક્ષિકા તેની વિદ્યાર્થિની-ઓની આરાધ્યદેવી હતી, અને દરેકને તેના તરફથી હૂંફ ને મદદ મળતી. ફાધર વેસિલી પ્રસંગોપાત્ત જ્યારે એ શાળાની મુલાકાતે જતો ત્યારે પોતાની પુત્રી ખેડુતોની ગરીબાઈ અને અજ્ઞાનતા તેમજ તેમના ઉદ્ધાર માટે જીવનસમર્પણ કરવાની પોતાની ફરજ વિષે અનેક ભાવનાપૂર્ણ વાતો કરતી તે તે સહાનુભૂતિથી સાંભળતો. અને તેથી તે જુવાન છોકરી આ શાળાનો અભ્યાસ પૂરો થયે, ઊંચા અભ્યાસ માટે સેંટ પિટર્સબર્ગની સ્ત્રીઓ માટે ઉઘડેલી વૈદક પાઠશાળામાં દાખલ થવાનાં રમ્ય સ્વપ્નો સેવવા લાગી.

પણ અભ્યાસ પૂરો કરી એ ઘેર વળી કે તેનાં આ

રમ્ય સ્વપ્નો ઊડી ગયાં. તેણે તરત જ જોઈ લીધું કે તેનો પિતા તેને ઘરબહાર જવા દેવા રાજી નહોતો. એનાં માબાપ તો એને બીજી રીતે 'સુખી' કરવા ઇચ્છતાં હતાં.

આપણે માનીએ છીએ કે યુરોપઅમેરિકામાં તો મનપસંદ લગ્ન કરવાની છૂટ હોય છે, જેને જેની સાથે પરણવું હોય તેની સાથે પરણી શકે છે. પણ ખરી વસ્તુસ્થિતિ એમ નથી. ત્યાં પણ માબાપો, પોતાનાં પાછલાં વર્ષોનો અનુભવ આગળ ધરીને, પોતાને સામાજિક દૃષ્ટિએ કે આર્થિક દૃષ્ટિએ જ્યાં સંબંધ બાંધવો વધુ લાભદાયી હોય ત્યાં પોતાનાં બાળકોનો સંબંધ બાંધે છે, પોતાને મનમાની જગ્યાએ છોકરાને કે છોકરીને પરણવાની ફરજ પાડે છે, અને તેમને મને કે કમને તાબે પણ થવું પડે છે. અલબત્ત, એમાં એટલો ફેર તો છે જ કે જો તે છોકરો કે છોકરી એ લગ્ન કરવા ન ઇચ્છતાં હોય તો તેમનાં માબાપને આખરે નમતું આપવું પડે છે. આપણે ત્યાંની પેઠે 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એટલી નિરાધારતા તો ત્યાંની દીકરીઓ નથી જ ભોગવતી. બાકી, ત્યાં પણ લગ્નસંબંધમાં નાણાંની કોથળી તો એટલો જ અગત્યનો ભાગ ભજવે છે. શ્રીમંત ઉમરાવને ત્યાં કે જમીનદારને ત્યાં પોતાની દીકરી પરણે અને તેને લીધે 'સોસાયટી'માં પોતાનો મોભ્ભો વધે એમ તો ત્યાંના માબાપો પણ ઇચ્છે છે જ. ત્યાં પણ સાઠ વર્ષનો બુઢ્ઢો—જોકે ત્યાંના માણસો સાઠ વર્ષે બુઢ્ઢા નથી થતા—વીસ વર્ષની છોકરીને કેવળ નાણાંનાં બળે પરણી શકે ખરા.

સોનીઆનાં માબાપે પણ તેને માટે એક આધેડ ઉમરના છતાં શ્રીમંત 'જસ્ટીસ ઑફ ધ પીસ'ની પસંદગી કરી રાખી

હતી. તેનાં માબાપ તો આને યોગ્ય મૂરતિયો માનતા હતા પણ સોનીઆ તેને પરણવા ઇચ્છતી જ નહોતી. એટલે સોનીઆએ ગમે તે ભોગે ઘર છોડી નાસી છૂટવાનો નિર્ણય કર્યો.

એક દિવસ તેનાં માબાપ દશેક માઇલ દૂર આવેલા ગામે તેમના મિત્રને મળવા ગયા હતા. સોનીઆથી એક જ વર્ષ નાની લિયુબા સિવાય બીજાં બધાં છોકરાંને તે સાથે લઈ ગયાં હતાં. આ લાગ જોઈ સોનીઆએ નાસી છૂટવાની વાત બહેનને કહી. તેણે તેમાં સંમતિ આપી. પાછળથી આ લિયુબા પણ, એકાદ છોકરાનો પાસપોર્ટ લઈને છોકરાના છૂપા વેશે, મોસ્કો ભાગી ગઈ હતી. સોનીઆએ તરત જ જરૂરી વસ્તુઓ બાંધી લીધી, અને તેના ગામથી ૭૦ માઇલ દૂર આવેલા એક શહેર માટે વીસેક રૂપિયે ગાડી ભાડે કરી લીધી. સોનીઆની પાસે તો પૈસા જ નહોતા, પણ તે જ્યાં જવાની હતી ત્યાં તેની એક બહેનપણી અને કેટલાક મિત્રો પાસેથી તે લેવાની હતી.

જલદી જલદી તે તેના મિત્રોને મળી આવી, કારણ કે તેનાં માબાપ પાછા ફરે તે અગાઉ તેણે વિએટ્કા નદી ઓળંગી જવી જોઈએ. નદીની સામી બાજુએ ઘોડાગાડી ઊભી રાખવાનું સ્થાન હતું, અને ત્યાંથી કઝાન જવા માટે ઘોડાગાડી ભાડે કરવાની હતી.

નવેંબર મહિનો હતો. બરફના ડુંગરેડુંગરા નદીમાં વહેતા હતા. હોડી હંકારવી જોખમનું કામ હતું. ચોમેર અંધારું જામ્યું હતું. સોનીઆ નદીકાંઠે પહોંચી. હોડી મૂકવાની કોઈ માછી હિંમત કરે નહિ. આથી તેને માછીની ઝૂંપડીમાં રાતવાસો રહેવાની ફરજ પડી. માછી પોતાનાં બૈરીછોકરાં સાથે ઓશરીમાં

સૂઈ રહ્યો અને સોનીઆ અંદર ચૂલા પાસે, લાકડાની પાટલી ઉપર, પોતાના પોટકાનું ઓશિકું કરીને અને પોતાનો ઊનનો ડગલો ઓઢીને સૂઈ રહી. દીવો બૂઝવી નંખાયો, અને થોડા જ વખતમાં ઓશરીમાંથી નસ્કોરાં સંભળાવા લાગ્યાં. પણ સોની-આને ઊંઘ આવતી નહોતી. તે ઘણી ઉશ્કેરાઈ ગઈ હતી. તેના મગજમાં આજના આ પ્રસંગ ઉપર અને તેની સામે ઊભેલા અજ્ઞાત ભાવિ ઉપર વિચારપરંપરા ચાલી જ રહી હતી આખરે કુદરતે પોતાની સત્તા ચલાવી અને તે ઊંઘી ગઈ. પણ ત્યાં તો અચાનક મધરાતે કોઈએ બારણાં ખખડાવ્યાં. તે સફાળી જાગી ઊઠી. બીકથી તે થર થર ધ્રૂજવા લાગી. તેણે કાન માંડચા. બારણું ફરી ખખડચું, અને કોઈનો મોટેથી સાદ આવ્યો: " ભાઈ, બારણું ઉઘાડ તો. "

અરે, અવાજ ફાધર વેસિલીનો હતો ! સોનીઆનું આવી લાગ્યું ! પિતાની નજરમાંથી છટકી જવા તેણે પોતાની જાતને ડગલામાં છુપાવવા યત્ન કર્યો. પણ બારણું ખખડચાં જ કર્યું. આખરે માછી ઊઠચો, બારણું ઉઘાડચું. જુએ છે તો તાડ જેવો પાદરી સામો ઊભો છે !

ફાધર વેસિલીએ દીવાના ટમટમતા પ્રકાશમાં ઓરડામાં ચોમેર દૃષ્ટિ નાંખી, અને એક ક્ષણમાં જ એક ખૂણામાં કપડાંમાં ગૂંછળું વળીને ઢગલો થઈને પડેલી પોતાની દીકરીને જોઈ.

તેણે ઉશ્કેરાયેલા પણ ધીમા સ્વરે તેને કહ્યું: " સોની, ઊભી થા; ઘેર ચાલ. "

સોનીઆ બેઠી થઈ અને તેના પિતા તરફ ફાટેલી આંખે જોઈ જ રહી.

" ચાલ બેટા; ઘેર ચાલ. અરે ઈશ્વર, આ તે શું થવા

બેઠું છે? બેટા તું ક્યાં જતી હતી?" પાદરીએ તેનો નાજુક હાથ પોતાના હાથમાં લીધો અને તેને ઉઠાડવા યત્ન કર્યો.

સોનીઆને હવે નવી પરિસ્થિતિ સમજાઈ ગઈ, અને તેનું હૃદય નિરાશાથી છવાઈ ગયું. મોટાં ડૂસકાં ભરતી તે તેના પિતાના ચરણમાં પડી, તેને ભેટી પડી, તેના હાથને ચુંબન કર્યું, અને પોતાને સેંટ પિટર્સબર્ગ જવા દેવા આજીજી કરી. પોતે ઘરથી તદ્દન કંટાળી ગઈ છે અને આમ જોર-જુલમમાં ઘેર પડી રહીને જીવન ગાળવું તેથી તો મોત ભલું એમ પણ તેણે છેવટે જણાવ્યું.

પણ તેની બધી આજીજી ફોગટ ગઈ. પાદરી તો દૃઢતાથી પણ પ્રેમપૂર્વક ફરીફરીને કહેતો હતો: "ના, ના; હું તને નહિ જવા દઉં બેટા, ઘેર જ ચાલ."

ગરીબ નાના ઝૂંપડામાં આ અદ્ભુત દૃશ્ય હતું, ઘરનાં બધાં મૂંગે મોંએ આ બધું ટગર ટગર જોઈ જ રહ્યાં.

આખરે સોનીઆને સમજાયું કે હવે બીજો માર્ગ નથી. તે ઊભી થઈ. થોડી પળ વિચારમાં ઊભી રહી અને પછી નિશ્ચયાત્મક સ્વરે તેણે કહ્યું: "ઠીક ત્યારે, ચાલો." પાદરીની જુવાન છોકરી ઘરમાંથી ભાગી ગઈ અને ફરી પાછી ઘેર આવી એ બીના ગામના ચોરે ને ચૌટે ચવાવા લાગી. સૌ સોનીઆના ચારિત્રના કાજી થઈ બેઠા. પહેલા થોડા દિવસ તો ઘરનાં સૌ તેના તરફ નરમાશથી અને પ્રેમથી વર્ત્યાં, પણ પછીથી તો પહેલાં કરતાં યે વધારે સખ્તાઈ વાપરવા લાગ્યાં; ટાણે કટાણે તેના ભાગી જવા માટેનાં મેંણાટોંણાં દેવા લાગ્યાં—ખાસ કરીને જ્યારે મહેમાનો ભેગા થયા હોય અને ખૂબ વોડકા× પીધો

× રુશિયાના ગરીબોનો દારૂ!

હોય ત્યારે. ટૂંકા કાપેલા વાળવાળી અને જે મંડળીમાં સોનીઆ ભાગીને જોડાવાની હતી તે નિહિલિસ્ટ પક્ષની છોકરીઓના દુશ્ચારિત્ર્ય સંબંધી વાત કરતાં કરતાં ફાધર વેસિલીની જીભ જાણે ધાણી જ ફોડતી! સોનીઆની લાગણી દુભવવા માટે તો તે ખાસ કરીને તેની શિક્ષિકા માટે બહુ જ ખરાબ અપમાનસૂચક શબ્દો બોલતો. પહેલાં પણ તે ચોરીથી સોનીઆ ઉપરના તે શિક્ષિકાના પત્રો ફોડીને વાંચી લેતો અને તેથી સોનીઆ ઉપરની તેની અસર તે જાણતો હતો. તેની માતા પણ તેના બાપના કાચે જ જોતી હતી એટલે તે પણ તેને હરહંમેશ ઠપકા દેતી. ઘરના નોકરોને અને નાનાં છોકરાંને પણ સોનીઆ ઉપર દેખરેખ રાખવાની અને તે રોજ શું કરે છે તે જણાવવાની સૂચના અપાઈ હતી. આમ તે દુખિયારી છોકરીની જીંદગી કંટાળાભરેલી થઈ પડી અને એમાંથી કેમ છૂટવું તે તેને સમજાતું નહોતું.

એક વખત તેના પિતા અને માતા વિએટ્કા જવાના હતા, અને રખેને પોતાની ગેરહાજરીમાં સોનીઆ ભાગી જાય એ બીકે તેને પણ સાથે લીધી હતી. તેનો નાનો ભાઈ તે ગામની વ્યાયામશાળામાં ભણતો હતો તેની પાસે તેને મૂકી અને સંભાળ રાખવાનું કહ્યું. છતાં સોનીઆ તેની પાસેથી નાસીને તેની શિક્ષિકાને મળી, અને તેને પોતાની વીતક કહી સંભળાવી. શિષ્યા અને શિક્ષિકાએ સોનીઆ સ્વતંત્ર થઈ શકે અને સેંટ પિટર્સબર્ગ જઈ અભ્યાસ કરી શકે એટલા માટે બનાવટી લગ્ન, જે એક જ સાધન ઉપયુક્ત હતું તે, ગોઠવવાનું ત્યાં ને ત્યાં નક્કી કર્યું; અને એ કાર્ય માટે પોતાના અસંખ્ય નિહિલિસ્ટ મિત્રોમાંથી યોગ્ય વર પસંદ કરવાનું તેની શિક્ષિકાએ માથે લીધું.

ત્યાંથી પાછી ઘેર ફરી ત્યારે સોનીઆમાં નવી આશાનો સંચાર થયો હતો, અને તેનાં માતપિતાના આશ્ચર્ય અને હર્ષ વચ્ચે તે હવે તદ્દન ઠાવકી થઈ ગઈ. ખૂબ ઉમંગથી તે ઘરનાં કામકાજ કરવા લાગી, નિયમિત દેવળે જવા લાગી; યોગ્ય આદરપૂર્વક મહેમાનોનું સ્વાગત કરવા લાગી: અને પેલા જે. પી. તરફ પણ જરા વધુ અનુકૂળ વલણ દર્શાવવા લાગી: અને તેથી તેમને આશા બેઠી કે તે તેની માગણી આખરે સ્વીકારશે ખરી. છતાં પણ, સોનીઆ કોઈક વાર કહેતી કે જો તે પરણવાની હશે તો યે પોતાના મનમાં છે તેને જ પરણશે. આથી તેનાં માબાપને પણ એમ સમજાયું કે અગાઉ તે નાસી ગઈ હતી તે કદાચ માત્ર અભ્યાસને ખાતર જ ન પણ હોય. આ પ્રમાણે જે એક તદ્દન અપરિચિત વ્યક્તિ તેના પસંદ કરેલા વર તરીકેનો પાઠ ભજવવાની હતી તેને માટે પોતાનાં માબાપને તેણે તૈયાર કરી મૂક્યાં. તેને ખાત્રી જ હતી કે તે તેની મદદે આવ્યા સિવાય નહિ જ રહે. વળી આ રીતનો પાઠ ભજવવાની સૂચના તેની શિક્ષિકાએ તેને આપી દીધી હતી.

હવે આપણે આપણી નાયિકાને વિએટ્કામાં ભાવિનાં રમ્ય સ્વપ્નાં સેવતી છોડીએ અને જોશબંધ વહેતી નેવા નદીને કિનારે આવેલા સેંટ પિટર્સબર્ગમાં ઝારની ધૂંસરીમાંથી હરકોઈ પ્રકારે રુશિયાની મુક્તિ માટે વિવિધ કાવતરાં ઘડી રહેલી અને પોતાના મંડળમાં નાત, જાત કે જાતિ જોયા સિવાય સ્વાતંત્ર્ય યુદ્ધના સિપાઈઓ વધારવા સતત યત્ન કરી રહેલી ઉત્સાહી જુવાનિયાઓની મંડળી તરફ વળીએ.

## ૩

## સેંટ પિટર્સબર્ગના નિહિલિસ્ટોમાં

૧૮૭૨ માં આખું રુશિયા નિહિલિસ્ટોનાં છૂપાં કાવત્રાંથી ખળભળી રહ્યું હતું. તેમનો ઉદ્દેશ ઝારની આપખુદ સત્તાને ઉથલાવી નાંખવાનો હતો. પણ એ હેતુ પાર પાડવાનાં સાધનો તથા નીતિરીતિ માટે તેઓ બધા એકમત ન હતા; અને એ રાજ્યપદ્ધતિ ઉથલાવી નાંખ્યા પછી એને બદલે કયી નવી પદ્ધતિ દાખલ કરવી—પ્રજાકીય, રાજાપ્રજાસત્તાક, પ્રજાસત્તાક કે સમાજવાદી એ માટે પણ તીવ્ર મતભેદ હતો.

પણ આનું મૂર્ત પરિણામ એ આવ્યું કે સેંટ પિટર્સબર્ગ અને બીજાં વિદ્યાપીઠવાળાં શહેરોમાં જુવાન સ્ત્રી અને પુરુષ વિદ્યાર્થીઓનાં મંડળો સ્થપાયાં, અને સમાજવાદી કે સામ્યવાદી દિશામાં પોતાનું જીવન ઘડવાના અખતરાઓ થવા માંડ્યા. કહેવાની જરૂર નથી કે સામ્યવાદી પક્ષમાં ખૂબ ઉત્સાહ હતો અને ખૂબ લાંબાં લાંબાં ભાષણો થતાં હતાં પણ કોઈ પણ જાતનું સંગીન વ્યવસ્થિત કાર્ય થતું નહોતું. પરિણામે તેઓ આખરે ઝાઝું કાર્ય કરી શક્યા નહિ કે ટકી શક્યા નહિ. છતાં પણ, શરૂઆતમાં, તેમના કામથી થોડા લાભો મળ્યાઃ સુધારાનું પ્રારંભિક કામ કરનારાઓને સભાસ્થાન મળતું, ત્યાં તેઓ ભાષણો કરતા, જુદીજુદી યોજનાઓ ઘડી તે ઉપર ચર્ચાઓ કરતા, જનસમૂહમાં ક્રાન્તિકારી સાહિત્ય ફેલાવવાનાં કાવત્રાં રચતા, અને બીજાં શહેરોના કાર્યકર્તાઓ સાથે પત્રવ્યવહાર ચલાવતા.

સેંટ પિટર્સબર્ગના ઇઝિમેઇલોવ્સ્કીઆ નામના એક

લતામાં આ સમયે ત્રણ વિદ્યાર્થીઓ રહેતા હતા. તે દરેકને એકએક સ્વતંત્ર ઓરડી હતી. આ ઉપરાંત બીજી બે વિદ્યાર્થિનીઓ એકજ ઓરડીમાં સાથે રહેતી હતી. એક સાંજે એ મંડળીનો એક વિદ્યાર્થી-સભાસદ, સરજિયસ સિલિઇચિ સિન્ગબ, બન્ને વિદ્યાર્થિનીઓ આગળ શેચેડ્રિન કૃત 'એક અમુક શહેરનો ઇતિહાસ' મોટેથી વાંચતો હતો, અને તેમાં આવતા હાસ્યરસના ફકરાઓ વાંચી શ્રોતાઓને ખડખડાટ હસાવતો હતો. તેવામાં એક રાતા વાળવાળા તે મંડળના સભ્ય મિ. ચારૂશિને પ્રવેશ કર્યો. તેનો ચહેરો ચકોર હતો, અને તેની ભૂરી તગતગતી આંખો એક મહાન કાવત્રાંખોરની ઓળખ આપતી હતી. તે દાખલ થયો કે તરત જ તેઓ બધા હસતા બંધ પડી ગયા કારણ કે તેની ગંભીર મુખમુદ્રા ઉપરથી જણાતું હતું કે એ કાંઇક મહત્ત્વના સમાચાર લાવ્યો છે. તેમનું આ અનુમાન ખોટું પણ નહોતું, કારણકે તેણે તરત જ જાહેર કર્યું:

"મારા એક ખાસ અંગત મિત્ર કુવશિન્સ્કા, વિએટ્કામાં શિક્ષિકા છે અને સમાજના હિત ખાતર પોતાની કેટલી યે વિદ્યાર્થિનીઓને આપણા પક્ષમાં તેણે ભેળવી છે. તેણે મને હમણાં જ લખેલા એક લાંબા પત્રમાં તે તેની એક જૂની વિદ્યાર્થિની માટે ભલામણ કરે છે. સોનીઆ ચેમોદેનોફ નામની કોઈ એક ગામના પાદરીની દીકરી છે. તે ઉચ્ચ કેળવણી લેવા માટે ખૂબ આતુર છે, પણ તેનાં માબાપ તેને ઘરબહાર મોકલતાં નથી અને તેના ઉપર ખૂબ સખ્તાઈ ચલાવે છે. અગાઉ પોતાનાં માબાપનાં પંઝામાંથી નાસી છૂટવાનો યે તેણે પ્રયત્ન કરેલો પણ તે

નિષ્ફળ ગયો. હવે તો તેના ઉપર વધુ સખ્ત જાપ્તો રહે છે. તે છોકરીએ મારા મિત્ર ઉપર લખ્યું હતું: 'હવે તો કોઈ સાથે મારાં બનાવટી લગ્ન ગોઠવી મારાં માબાપનાં પંઝામાંથી મારો છૂટકારો કરો તો સારું; કારણકે એ સિવાય છૂટવાનો બીજો એકે માર્ગ મને સૂઝતો નથી.' વળી મારા મિત્ર એને વિષે લખે છે: 'આપણા યુદ્ધ માટે આ ઊગતો અને આશાવંત સૈનિક છે.' અને છેવટે મારી લાગવગનો ઉપયોગ કરી તે છોકરીને મદદ કરવા તેણે મને આગ્રહ કર્યો છે."

ત્રણે જણાં આ વાત ગંભીરતાથી સાંભળી રહ્યાં. પછી ચારૂશિને ઉમેર્યું: " મેં અને મારા મિત્રોએ આ બાબત ઉપર ખૂબ વિચાર કર્યો છે. પણ આવા નાજુક અને જોખમી કામ માટે અમે તદ્દન અયોગ્ય છીએ એમ અમને લાગે છે."

આ સાંભળતાં જ સિન્ગબની રમતિયાળ આંખો ચમકી ઊઠી. તેણે અગાઉ તે છોકરીનું નામ કદી પણ સાંભળ્યું નહોતું છતાં તેની નાડી જોશબંધ ધબકવા લાગી. એકદમ તે પોતાની જગ્યાએથી ઊભો થઈ ગયો, અને આ કાર્ય માટે પોતાની સેવા આપવાનું જાહેર કર્યું. ચારૂશિન નહોતો માનતો કે આ મુશ્કેલીનો અંત આટલો જલદી આવશે એટલે તેણે તો તેની આ માગણી તરત જ આનંદથી સ્વીકારી લીધી, અને ત્યાં ને ત્યાં જ નક્કી કરી નાંખ્યું કે આ બાબતની ખબર કુવશિન્સ્કાને આપવી. વળી કુવશિન્સ્કા તરફથી ખબર આવે કે પહેલી જ તકે સિન્ગબે આ કાર્ય માટે ઊપડી જવું એ પણ નક્કી કરી નાંખ્યું.

આ પ્રમાણે બનાવટી લગ્ન કરવાનું તરત જ નક્કી થઈ ગયું. સિન્ગબને હજી મૂછના દોરા પણ ફુટચા નહોતા. તે વરરાજા

થઈ ગયો. તેનું કાર્યક્ષેત્ર ત્યાંથી ઘણું દૂર હતું, અને તે છોકરીને આ બધી વાતથી વાકેફ કરતાં અને આખી બાજી બરાબર ગોઠવતાં ઘણો સમય ચાલ્યો જાય એમ હતું, એટલે સમય ગૂમાવવો પાલવે એમ નહોતું. તે તરત જ ચાલી નીકળ્યો. પોતાની તૈયારી માટે તે ટગાન્રોગ અને રોસ્ટોફ ગયો. ત્યાં પણ તે જંપીને બેઠો નહિ. રાજદ્વારી કેદી તરીકે કીફની જેલમાં બે વર્ષ કાઢી આવનાર તેના મોટા ભાઇ વ્લેડિમીર સાથે ત્યાં તેણે એક છોકરીને તેના ઘેરથી ભગાડવાની યોજના કરી, પણ છેક છેલ્લી ઘડીએ તે છોકરીએ ના પાડી; કારણકે તે દરમ્યાન તે કોઈ સાથે પ્રેમમાં પડી હતી અને તેની લગ્નની માગણી સ્વીકારી હતી. બરાબર તે જ વખતે યુરલ પ્રદેશમાં આવેલા ઈકેટેરિન્બર્ગની શાહી વ્યાયામ શાળાના વિદ્યાર્થીઓએ બંડ કર્યું. વિદ્યાર્થીઓ તે સંસ્થાના સંચાલકથી અસંતુષ્ઠ હતા અને તેને સારી પેઠે મેથીપાક પણ જમાડ્યો હતો. સેંટ પિટર્સબર્ગના મંડળે વિદ્યાર્થીઓના આ તોફાનની વાત સાંભળી તાબડતોબ ત્યાં જઈ પહોંચવાનો અને તેમની ઉશ્કેરણીનો ક્રાન્તિકારી હિલચાલ માટે ઉપયોગ કરવાનો સિન્ગબને હુકમ કર્યો. પણ તે ત્યાં પહોંચે તે અગાઉ બધું શાંત થઈ ગયું હતું, સિપાઇઓએ ‘ બળવો સમાવી દીધો હતો, ’ અને સિન્ગબને પોતાને જ પોતાની સહીસલામતી માટે જીવ લઈને લોઢાના કારખાનામાં કામ કરતા પોતાના મિત્રને ત્યાં ભાગી જવું પડ્યું. પણ અહીંયે તે સખણો રહ્યો નહિ. તે તેની સાથે કેટલુંક છૂપું સાહિત્ય લાવ્યો હતો તે આજુબાજુના કારીગરોમાં ફેલાવવા મંડ્યો. એક નવો ધાંધ-લિયો ગામમાં આવ્યો છે એની તરત જ અમલદારોને ખબર

પડી ગઈ. પછી સિન્ગબને પોતાના મતવિચારો જણાવવા તથા તે શા માટે આ લત્તામાં રહે છે તે દર્શાવવા પકડી મંગાવવામાં આવ્યો. પેલા સાશંક અમલદારને તેના જવાબથી પૂરતો સંતોષ તો ન જ થયો, પણ તેણે તેને રહેમદિલીથી જવા દીધો અને તે ગામ ૨૪ કલાકમાં છોડી જવાનો હુકમ કર્યો. કોઈ પણ જાતના વાંધા વચકા સિવાય તે હુકમ તેણે માથે ચડાવ્યો.

૧૮૭૨ના ઓગસ્ટની આખરે, તે સેંટ પિટર્સબર્ગ પાછો ફર્યો અને મિલમજૂરોમાં પ્રચારકામ કરવા મંડી પડ્યો. એક કાંતવાની મિલમાં બે કલાક રહ્યો ત્યાં તો તેનું માથું દુઃખ્યું, તેને કમકમાટી ચડી અને તે ઉપર તેણે એક સુંદર હૃદયસ્પર્શી કાવ્ય (Spinners' Hangings) રચ્યું. તે કાવ્ય તરત જ સંગીતમાં ઉતારાયું અને ઘણું જ લોકપ્રિય થયું. કેટલાં યે વર્ષો પછી, એ જ્યારે સાઇબીરિયાના ઇશાન ખૂણામાં દેશપાર થયો હતો ત્યારે, આટલે દૂર ધ્રુવ પ્રદેશમાં પણ, કેટલા યે દેશનિકાલ થયેલા મજૂરોને અને બીજાઓને એ ગીત ગાતાં તેણે સાંભળ્યા હતા.

આ બધી ધમાલમાં એક પાદરીની કન્યાને બચાવવાનું પોતે માર્ચ માસમાં વચન આપ્યું હતું તે તો તે ભૂલી જ ગયો હતો. પણ ૧૮૭૨ના સપ્ટેંબરના એક દિવસે તે તેના મોટા ભાઈ બ્લેડિમીરની મુલાકાતે ગયો ત્યાં ચારૂશિન આવ્યો હતો. તેણે સિન્ગબને જોતાં જ કહ્યું: "અલ્ય, અહીંઆ! તારું ખાસ કામ છે. હું તો તને બધેબધ શોધી વળ્યો."

વાતવાતમાં ખબર પડી કે કુવશિન્સ્કા ઑગસ્ટમાં વિએટ્કાથી સેંટ પિટર્સબર્ગ આવી હતી, અને સ્ત્રીઓના વૈદક મહાવિદ્યાલયમાં અભ્યાસ માટે દાખલ થઈ હતી.

હમણાં જ તેને સોનીઆનો સંદેશો મળ્યો હતો કે પેલા વરરાજાને હવે કૃપા કરીને તાકીદે મોકલો તો સારું. એટલે સિન્ગબ ત્યાં જવા કયારે ઉપડશે તે તેણે પુછાવ્યું હતું.

'હું! હું તો તૈયાર જ છું ને!' તેણે પોતાની નોંધ-પોથીમાં લખ્યું છે. તેને ના પાડવાનું શું કારણ હતું જો?

હવે ખૂબ ઝડપથી આ વરરાજાની જવાની તૈયારી થવા માંડી, અને તૈયારી પણ ખૂબ કરવાની હતીઃ વિચાર-પૂર્વક યોજનાઓ ઘડવાની હતી, બાજી ગોઠવવાની હતી, અને બીજી સરસામાનની પણ તૈયારી કરવાની હતી.

## ૪

## પ્રેમનો અજોડ કિસ્સો

એક દિવસ સેંટ પિટર્સબર્ગમાં આપણા ચરિત્રનાયક અને તેના મિત્રોની 'યુદ્ધપરિષદ' મળી હતી તેણે નીચે પ્રમાણેની વ્યૂહરચના ઘડી કાઢી.

સિન્ગબે એવો પાઠ ભજવવો કે સોનીઆ જ્યારે વિએટ્કાની શાળામાં ભણતી હતી ત્યારે તે તેની સાથે પ્રેમમાં પડચો હતો, તેના હાથની તેણે માગણી કરી હતી, અને સોનીઆએ તે સ્વીકારી હતી. તેણે ફાધર વેસિલી આગળ એક મોટા ઉમરાવ અને જમીનદારના દીકરા તરીકે (અને સાચે જ તે એક શ્રીમંત જમીનદારનો દીકરો હતો) પોતાની ઓળખ આપવી, ભવિષ્યની ઊજળી કારકિર્દીનાં સ્વપ્નો જણાવવાં અને ગર્ભશ્રીમંત જુવાનને છાજે એવા ઠાઠમાઠમાં રહેવું. ટૂંકમાં પોતાની દીકરી માટે આ યોગ્ય વર છે એમ ફાધર વેસિલીના મન પર બરાબર ઠસે એ રીતે વર્તવું,

અને તે રીતે તેની સાથે વાતચીત કરવી. સિન્ગબ આ પ્રમાણે પોતાની બાજી ફાધર વેસિલી સાથે રમતો હોય તે જ વખતે સોનીઆએ તે ખંડમાં પ્રવેશ કરવો, અને તરત જ પોતાના પ્રિયતમની બાથમાં જઈ પડી કહેવું: 'સરજિયસ, આખરે તું આવ્યો ખરો!' પછી એકબીજાને અત્યંત પ્રેમથી લાગણીભર્યું આલિંગન કરવું. વળી એ પણ નક્કી થયું કે તે ઓરડીમાં કે પાસેના ખંડમાં કોઈ બહારના માણસો બેઠા હોય તો જ આ પાઠ ભજવવો, જેથી સોનીઆનો કોઈક પ્રિયતમ છે અને તે અહીં આવ્યો છે એની ગામના લોકોને જાણ થાય અને તે બાબતની ગામમાં ચર્ચા ચાલે. આ પરિસ્થિતિ ઊભી થાય એટલે તેના બાપને વિચાર કરવો પડે અને તેને અનુકૂલ થવું પડે એવો તેમનો પેંતરો હતો. બહારના કોઈ ન હોય તો સોનીઆએ આ નાટક ન ભજવવું, પણ રિવાજ મુજબ સિન્ગબે તેના પિતા પાસે તેના હાથની માત્ર માગણી જ કરવી અને પછી શું થાય તે જોયા કરવું.

આ તરફ સિન્ગબને પોતાના 'રણક્ષેત્ર' તરફ જવાને માટે લાંબી મુસાફરી કરવાની હતી, તેને માટે ભારે તૈયારી કરવાની હતી, પૈસાદાર વરરાજાને છાજે એવો ઠાઠમાઠ કરવાનો હતો, કન્યાને માટે કીમતી ભેટો લઈ જવાની હતી: એટલે આ બધા માટે ખૂબ ખર્ચ કરવું પડે એમ હતું અને તેની પાસે તેટલા પૈસા નહોતા. સિન્ગબ પોતે જ આ વિષે લખે છે:

" અમારા મિત્રમંડળમાં, મારા ભાઈ સિવાય કોઈ કડક અસ્રીવાળાં ખમીસ પહેરતું નહિ, નવી ફેશનના જોડા

રાખતું નહિ, કે ફૅશનેબલ કોટપાટલૂન પણ પહેરતું નહિ. એટલે આ બધું અમારે શ્રીમંત વર્ગના મિત્રો પાસેથી ઉછીનું લેવાનું હતું. અમારા મંડળની સ્ત્રીઓએ મારી વહુને ભેટ આપવા માટે સોનાની ઘડિયાળ અને અંકોડો આપ્યાં. અલબત્ત, આ જણસો લગ્ન પછી પાછી આપવાની હતી પણ ત્યાં સુધી આપવામાંયે જોખમ તો હતું જ. આ યુક્તિ જો નિષ્ફળ જાય અને મારે ઉતાવળમાં ભાગી છૂટવું પડે તો એ જણસો ગૂમાવવી પણ પડે. આખરે, બધી તૈયારી થઈ ગયા પછી, મારા નીકળવાને દિવસે કુવશિન્સ્કાએ મને સોનીઆની છબી આપી, અને સમજાવ્યું કે આ છબી તેના સૌન્દર્યની સાચી પ્રતીક નથી. સાચી સોનીઆ તો આના કરતાં યે વધારે ખૂબસૂરત છે. આ ઉપરાંત તેણે મને વિએટ્કા શહેરનો નકશો આપ્યો. હું ત્યાં અગાઉ રહેતો હતો અને ત્યાં જ મને સોનીઆનો પરિચય થયો હતા એ જાતનો મારે પાઠ ભજવવાનો હતો એટલે ત્યાંની મુખ્યમુખ્ય જગ્યાઓ, શેરીઓ, સ્થળો વગેરે મારે બરાબર જાણી લેવું જ જોઈએ. વખત છે ને ત્યાંનાં સ્થળો સંબંધી વાતવાતમાં વીગત આવે, અને તે વખતે કાંઈ ઓડનું ચોડ ન થઈ જાય, એટલા માટે મેં તે નકશાનો બરાબર અભ્યાસ કરી લીધો. આ પ્રમાણે દેખીતી રીતે જરૂરી લાગતી બધી પૂર્વતૈયારી કરીને મેં મારી તોફાની સફરે ઝંપલાવ્યું."

આ આખી યોજના સોનીઆને જણાવાઈ હતી, અને તે આ પ્રસંગ માટે તૈયાર થઈને બેઠી હતી. ફાધર વેસિલીનું ગામ ઠીકઠીક મોટું હતું. ત્યાંના મોટા સુંદર દેવળનો તે મુખ્ય પાદરી હતો અને તેના હાથ નીચે બીજા બે પાદરીઓ

હતા. તે ઊંચો, દેખાવડો, હોશિયાર અને સંગીતપ્રેમી હતો. પણ તે કજિયાખોર હતો. તેનું યજમાનમંડળ એને દીવાની કાયદામાં એક્કો માનતું, અને લોકો તેની સલાહ લેવા પણ આવતા. વિએટ્કાના બિશપનો તે માનીતો હતો અને તેની કાઉન્સિલનો સભાસદ હતો.

સિન્ગબ ગામની વીસીમાં ઊતર્યો. એ બે ટંબલર ચા પી ગયો, અને રુશિયાની પ્રથા મુજબ તે વીસીના માલિક અને તેની સ્ત્રીએ તેને પૂછ્યું: " આપ ક્યાંથી પધારો છો ? ક્યાં જાઓ છો ? કેમ શા કાજે નીકળ્યા છો ? " એકીસાથે તેમણે પ્રશ્નોનો વરસાદ વરસાવ્યો.

સિન્ગબે ઠાવકા મોંએ ગંભીરતાથી કહ્યું: " બસ, અહીં સુધી જ આવ્યો છું. એક અગત્યના કામ માટે ફાધર વેસિલીને જરા મળવું છે. "

" અં...હાં, " તરત જ તે જોડું બોલી ઊઠ્યું. " તે શું કામ છે તે અમે સમજી ગયાં. તૂં મુરતિયો છે. હં, મૂરતિયો; નહિ ? "

તેણે હા કે ના કાંઈ જણાવા જ ન દીધું, પણ તેમની ઉત્સુકતા ઉત્તેજવા હસીને કહ્યું: "હવે જોઈએ કે કોણ વરરાજા થાય છે ! "

આ અતિથિના ખુશમિજાજથી ઉત્તેજિત થઈને તેમણે ફાધર વેસિલીના ઘરની વાતો કરવા માંડી. તેની મોટી દીકરી ઘરમાંથી કેમ નાસી ગઈ હતી, કેમ પાછી ફરી હતી, અને એ બધું કેટલું કલંકરૂપ હતું વગેરે કથા તેમણે મલાવી મલાવીને કહી સંભળાવી. પણ કથા લગભગ પૂરી થવા આવી એટલે સિન્ગબે ધડાકો કર્યો: " અરે, આ બધું મને

કાંઈ અજાણ્યું નથી. તે શા માટે અને ક્યાં જવા માટે નાસી ગઈ હતી તેની મારા જેટલી કોઈ બીજાને ખબર નથી.'

"અહો!" વીસીવાળી બોલી ઊઠી; "હવે તો ચોખ્ખું લાગે છે કે તું મૂરતિયો જ છે. અને તે શા માટે નાસી ગઈ હતી તે પણ હવે સમજાય છે."

એક ફિલસૂફની ગંભીરતાથી તેણે કહ્યું: "હોય." અને મનમાં ને મનમાં તે મલકાવા લાગ્યો, કારણકે હવે તેને ખાત્રી થઈ ગઈ કે તે ફાધર વેસિલીને મળવા જશે તે પહેલાં તો તેના 'જમાઈ' ના આવ્યાની વાત ઘેરઘેર ફેલાઈ ગઈ હશે અને તેના કાન સુધી પણ પહોંચી ગઈ હશે.

૭ વાગે ફાધર વેસિલીને મળવા જવાનું નક્કી કર્યું. સમય થયો એટલે સારામાં સારો પોશાક પહેરીને, વીસીવાળાને સાથે લઈ, તે જવા નીકળ્યો. તેનું હૃદય ધબક ધબક થતું હતું. ત્યાં શું થશે તેની ચિંતા તો હતી જ. કદાચ બદનામી પણ થાય. વળી સવારની વાતો પરથી તે જાણતો હતો કે ફાધર વેસિલી કાંઈ જેવો તેવો માણસ નહોતો, તેના કુટુંબનું અપમાન કરનારનું વેર વાળવા તે આઘુંપાછું જુએ એવો નહોતો, અને તેથી તેના મનમાં ધમસાણ મચી રહ્યું હતું. પણ પાસો ફેંકાઈ ગયો હતો એટલે હવે તો આ પાર કે પેલી પાર ગયે જ છૂટકો હતો. આ વિચારમાં ઝોલા ખાતો ખાતો તે ફાધર વેસિલીના બે માળના મકાન આગળ આવી પહોંચ્યો. કેટલાંક પગથિયાં ચડીને તેઓ એક મોટા ખંડમાં દાખલ થયા અને ત્યાં, દીવાનખાનાના દરવાજામાં પ્રવેશ કરતાં, સામે જ તેમના તરફ પોતાની ચકોર આંખે આશ્ચર્યથી તાકીને જોતા ફાધર વેસિલીને દીઠા.

"આપ જ ફાધર વેસિલી ચેમોદૅનોફ?" સિન્ગબે દીવાનખાનામાં પ્રવેશ કરતાં પૂછ્યું.

"જી;" ફાધર વેસિલીએ સહેજ ખુરશી પરથી ઊભા થતાં કહ્યું.

"મારો પરિચય આપું? હું, સરજિયસ સિલિઇક સિન્ગબ, ઈકિટેરિનોસ્લાવની સરકારના એક મોટા જમીનદાર અને ઉમરાવનો દીકરો છું અને સૅંટ પિટર્સબર્ગની ટેક્નોલોજિકલ ઈન્સ્ટીટ્યૂટનો વિદ્યાર્થી છું."

"તમારા પરિચયથી ખૂબ આનંદ થયો," પોતાના મહેમાન સાથે હાથ મિલાવી તેમજ તેને દીવાનખાનામાં આવવા આમંત્રણ કરી ખુરશી આપતાં તેણે જવાબ આપ્યો.

પછી તેઓ એક ટેબલના બન્ને છેડે સામસામે બેઠા.

"તમે સિગારેટ નહિ લો? હમણાં જ હું તૈયાર કરી આપું છું. એકે તૈયાર નથી," ફાધર વેસિલીએ શિષ્ટાચાર કર્યો.

"એમ છે તો કૃપા કરીને આ મારી જ સિગારેટ સ્વીકારો ને?" એમ કહેતાં જ સિન્ગબે સુંદર ચાંદીની સિગારેટની ડબી કાઢી. આ પ્રસંગ માટે જ તે તેના એક મિત્ર પાસેથી આ માગી લાવ્યો હતો.

થોડા વખત સુધી તેમણે મુસાફરીની, આબોહવાની એમ ઈધરઉધરની વાતચીત કરી. પછી સિન્ગબ પોતે કેવા અગત્યના કામે આવ્યો છે તે વાત જણાવવાની ઇચ્છા કરી પણ ફાધર વેસિલીએ કહ્યું કે પહેલાં ચાપાણી કરી લો, પછી નિરાંતે વાત કરીશું.

આ પ્રસંગનું વર્ણન કરતાં આપણો નાયક પોતે જ લખે છે:

"મેં ફાધર વેસિલીને જોયા કે તરત જ મારી બેચેની જતી રહી અને જાણે કે હું દરરોજના જીવનનું એક સ્વાભાવિક કાર્ય કરતો ન હોઉં એમ લાગ્યું. એક નજર માત્રથી મેં પાદરીને માપી લીધો, અને પછી તો ખુશમિજાજથી હું ટોળટપ્પે ચડ્યો. તે ખંડમાં એક બીજો પાદરી પણ સોફા ઉપર બેઠો હતો. મારી સાથે આવેલો વીસીનો માલિક પણ અંદર જ બેઠો હતો, અને ઘરમાંનાં કેટલાંક માણસો કુતૂહલ ખાતર જોવા ભેગાં મળ્યાં હતાં. પેલું નાટક ભજવવાની અમારી યોજના માટે આ સુંદર તક હતી. દીવાનખાનાનું એક બારણું બીજા ઓરડામાં પડતું હતું અને ત્યાંથી ધુસપુસ વાતચીત કરવાનો તથા પગના હલનચલનનો અવાજ આવતો હતો. એકાએક તે બારણું ઉઘડ્યું, અને એક જુવાન, સહેજ ઊંચી, ધીમેધીમે ચાલતી, ગૌરવભરી આંખવાળી, પણ ફિક્કા ચહેરાની ખૂબસૂરત છોકરીએ પ્રવેશ કર્યો. આવેશભર્યો હું મારી ખુરશી પરથી ઊભો થઈ ગયો અને બીજી જ ક્ષણે તે મનમોહક યુવતી 'સરજિયસ, આખરે તું આવી પહોંચ્યો !' કહી મારે ગળે વળગી પડી; અને મસ્ત બની જઈ અમે પરસ્પર ચુંબન કર્યું. આની અસર ચમત્કારિક થઈ !

"ફાધર વેસિલી તરત જ ખુરશીમાંથી ઊથલી પડ્યો હોય તેમ ઓરડીના એક ખૂણામાં સરી ગયો અને બાવલાની માફક જડ થઈ ગયો. બીજો પાદરી ખાસ્સો છ ફૂટથી યે ઊંચો હતો છતાં ખુરશીમાંથી ઊછળી પડ્યો અને ભડકેલા જાનવરની માફક પોતાનો જાન બચાવવા ઊભી પૂછડીએ નાસવા લાગ્યો ! પછી તો કેટલી યે વ્યક્તિઓ જાણે

વજ્રાઘાત થયો હોય તેમ ઓરડામાં આમતેમ અથડાવા માંડી. એટલામાં, પાસેના ઓરડામાંથી ફાધર વેસિલીની પત્નીની ચિચિયારી સંભળાઈ. તે તેની છોકરીની પાછળ પાછળ જ દીવાનખાના તરફ આવતી હતી.

" આ દરમ્યાન સોનીઆ, મારો હાથ પકડીને મને પ્રેમપૂર્વક અઢેલતી તેની માના ઓરડા તરફ લઈ ગઈ. તેની મા પથારી પર પડી પડી રડતી હતી. મેં તેનો હાથ મારા હાથમાં લીધો, તે પર ચુંબન દીધું અને પછી શાન્તિથી મારો ખુલાસો સાંભળવા આજીજી કરી. પણ તે તો ભય અને આશ્ચર્યથી મારા તરફ તાકીને જોઈ જ રહી, અને ફરી ફરીને પૂછવા લાગીઃ 'તું કોણ છે? તું કોણ છે?'

"પણ પછી તે જરા શાંત થઈ અને સોનીઆ મને કેવી પ્રેમપૂર્વક વિંટળાતી હતી તે જોઈ તેને ખેંચી લીધી અને ઉશ્કેરાઈને બૂમ પાડીઃ 'ચાલો હવે. સહેજ અળગા થાવ.'

" હું એક બાજુએ જઈને ઊભો અને પાછો ફરીને જોઉં છું તો ફાધર વેસિલી તદ્દન ફિક્કો પડી ગયેલો અને આશ્ચર્યથી દિઙ્મૂઢ બન્યો હોય તેવો બારણાં આગળ ઊભો હતો.

" 'અરે ઈશ્વર!' બીચારા પાદરીના મોંમાંથી નીકળી ગયું. 'આ તે શું થવા બેઠું છે? મને તો કાંઈ સમજ પડતી નથી. આ તે છે શું?'

" 'હું એનો હમણાં જ ખુલાસો કરું છે,' મેં જવાબ આપ્યો. 'પણ ખુદાને ખાતર, તમે આકળા ન થાઓ. તમે જોશો કે હમણાં જે બન્યું તેમાં કશું જ ભયંકર નથી.'

" અમે દીવાનખાનામાં પાછા ફર્યા અને હું જમાઈરાજ મારો ખુલાસો સંભળાવવા લાગ્યો. મેં જણાવ્યુંઃ 'બારેક

માસ પહેલાં હું વિએટ્કા રહેતો હતો. તે સમયે અમારે પરિચય થયો, અમે એકબીજાંના પ્રેમમાં પડ્યાં અને મરણ પર્યંત પરસ્પર વફાદાર રહેવાના અમે સોગંદ લીધા. વચ્ચે એ ઘેરથી નાસી ગઈ હતી તે એટલા માટે જ. મારા પિતા એક શ્રીમંત જમીનદાર અને ઉમરાવ છે. મારા મોટા ભાઈઓ સરકારી નોકર છે. હું પોતે સૌથી નાનો છું. મારા પિતા હાલ સેંટ પિટર્સબર્ગમાં રહે છે અને હું લગ્ન કરી તેમની સાથે જાઉં તેની જ રાહ જુએ છે. લગ્ન પછી અમે અમારી જમીન ઉપર જઈશું અને તેનો વહીવટ હું સંભાળી લઈશ.' "

આ આખી કથા તેણે સરસ રીતે કહી હતી. પણ ફાધર વેસિલી બહુ પહોંચેલ આદમી હતો. આ જુવાનની છાતીને ઝાટકો લાગે એવી રીતે તેણે કહ્યું: " આ બધું લાગે છે તો સુંદર, જો વાત સાચી હોય તો. પણ મને ભય રહે છે કે તમે કૃત્રિમ લગ્નનું કાવતરું તો નથી ગોઠવ્યું ? "

આ સાંભળતાં જ સિન્ગબના હૃદયમાં વજ્રાઘાત થયો. તેના અંતરાત્મામાં ક્ષોભ થયો. પણ આ લાગણી છુપાવી રાખ્યા સિવાય બીજો આરો નહોતો. કોઈ કાચો-પોચો જુવાન હોત તો ફેં ફેં થઈ જાત, પણ આ તો જબરો ખેલાડી હતો. એનામાં અપાર ધૈર્ય અને આત્મસંયમ હતાં. એણે આંતરક્ષોભને આવરી નાંખ્યો એટલું જ નહિ પણ પોતાનું અપમાન થયું હોય એવો ચહેરો રાખી તેણે દૃઢતાથી ઉચ્ચાર્યું: " તમે મારું અપમાન કરો છો, ફાધર વેસિલી. તમે મારા પર ન છાજતા આક્ષેપ મૂકો છો. ઈશ્વર મારો સાક્ષી છે."

અને ફાધર વેસિલીની આ શંકા અકારણે નહોતી.

અગાઉ આ મંડળના માણસોએ સોનીઆ પર એક પત્ર લખ્યો હતો તે સોનીઆના પિતાએ ફોડ્યો હતો અને તેમાં બનાવટી લગ્ન સંબંધી તેણે કાંઈક વાંચ્યું હતું. જો કે આ વાતને ઘણો સમય થઈ ગયો હતો, તેમાંની સવિસ્તર વીગતની ઝાઝી સ્મૃતિ તેને રહી નહોતી, છતાં એ કાગળનો મુદ્દો તેના મગજમાં જડ ઘાલી ગયો હતો અને તેને વહેમાળ બનાવી મૂક્યો હતો.

છતાં પણ સિન્ગએ પોતાના પૌરુષની સારી છાપ પાડી હતી, અને ફાધર વેસિલી ધીમેધીમે વધુ ને વધુ વિશ્વાસુ તથા હળતો થતો હતો. આ પછી તરત જ મધર વેસિલીને હિસ્ટીરીઆની આંકડી વળી, અને તેઓ જે દીવાનખાનામાં બેઠા હતા ત્યાં આવી આ બધું શું થઈ ગયું, ક્યારે થઈ ગયું, કેવી રીતે થઈ ગયું વગેરે જાણવા માટે પૂછપરછ કરવા લાગી. આથી સિન્ગબ જોઈ શક્યો કે તેઓ હવે જરા શાંત પડ્યાં છે, અને આ નવી પરિસ્થિતિને અનુકૂળ થવા યત્ન કરે છે. પછી ફાધર અને મધર વેસિલી દીવાનખાનું છોડી ગયાં અને આ બાબત પર વિચાર કરવા ઘરનાં માણસો ભેગાં થયાં. સિન્ગબ એકલો પડ્યો.

પણ તેને લાંબા વખત સુધી એકલા બેસી રહેવું પડ્યું નહિ. ઘરમાં બધાં ભેગાં થયાં એટલે સોનીઆ ત્યાંથી છટકી આવી. તે ફિક્કી પણ વિજયશાળી દેખાતી હતી. તેની આંખો જરા નબળી હતી પણ તેમાં સ્વસ્થતા તો હતી જ. તેની આંખો, એક સુપ્રસિદ્ધ રુશિયન વિદ્વાનના કહેવા મુજબ, 'બીજાઓ માટે સર્જાઈ હતી.' તે ધીમી ગતિએ સિન્ગબ પાસે આવી. ખૂબ બારીકીથી તે સિન્ગબ તરફ જોઈ

રહી. તેને દાઢીનો હજી એક વાળ પણ ઊગ્યો નહોતો. મૂછના ઝીણા ઝીણા દોરા હજી ફૂટતા હતા. તે લગભગ એકવીસ વર્ષની ઉમરનો હતો છતાં અઢાર વર્ષનો લાગતો હતો. સોનીઆ હજી હમણાં જ યુવાવસ્થામાં પ્રવેશ કરતી હતી. તે સોળ વર્ષની હતી.

તેઓ બારી આગળ બેસી ગયાં.

"અહીં સુધી તો ઠીક પાંસરું ઊતર્યું છે. આપણને ફતેહ મળશે એમ લાગે તો છે," સોનીઆએ ધીમેથી તેના કાનમાં, રૂપાની ઘંટડી વાગતી હોય એવા મધુર સ્વરે કહ્યું.

આ પછી તેમણે આ ઘરમાં કેવી રીતે વર્તવું તે નક્કી કર્યું. એકબીજાને વ્હાલભર્યા 'તું'થી બોલાવવાનો તથા બીજી રીતે પણ વહાલાવહાલીનો પાઠ ભજવવાનો તેમણે સંકેત કર્યો.

આ પ્રથમ દિવસની મુલાકાતની સિન્ગબ ઉપર ભારે અસર થઈ. સોનીઆના સૌંદર્યે પણ તેને મૂઝવવામાં મણા રાખી નહોતી. એ સંબંધી અમે લખીએ તેના કરતાં એ વાત સિન્ગબ પોતે જ કહે એ વધારે સારું નહિ ?

"સાચું કહું તો, આ પહેલવહેલી સાંજે હું સોનીઆ તરફ વધુ જોઈ ન શક્યો. મારી આ બનાવટી વહુમાં આટલું સૌંદર્ય ભર્યું હશે એનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. એનામાં જે સૌંદર્ય હતું તેનો જરા યે ખ્યાલ તેની છબી આપતી નહોતી. મારો મિત્ર, પ્રખ્યાત ક્રાન્તિકાર લીઓ ટિખોમિરોફ, તેનાં સંસ્મરણોમાં સોનીઆનું આમ વર્ણન કરે છે: 'તે સુંદર હતી એટલું કહેવું તે બસ નથી. તેના અંગેઅંગમાં અનુપમ સૌંદર્ય ભર્યું હતું. અસલ સ્લાવ લોહીને હજી સુધી અણિશુદ્ધ જાળવી રાખેલ ઉત્તર તરફની ઉમદા

જાતનો તે એક સુંદર નમૂનો હતી. તેના બુદ્ધિશાળી મોંની સિકલ તરત આકર્ષે એવી હતી. તેનું મોં અસાધારણ સૌંદર્યવતી સ્ત્રીઓમાં સ્વાભાવિક હોય છે એવો શાંત અદમ્ય ઉત્સાહ પ્રદર્શિત કરતું હતું. અને તેની આંખો બાળકના જેવી નિર્દોષ હતી. '

"એક આખા મહિના સુધી મારે આ રૂપસુંદરીના પ્રિય પતિ તરીકેનો પાઠ ભજવવાનો હતો. હું યે યુવાનીમાં પ્રવેશ કરતો હતો. વળી અમારે પ્રસંગોપાત્ત ગેલ કરવા પડતા અને ચુંબન કરવાં પડતાં હતાં. એ તો દરેક માણસ કબૂલ કરશે જ કે આ પાઠ આ રીતે ભજવવો એ તદ્દન રમત વાત નહોતી. એને પતનની બીજી બાજુ પણ હતી. અને અહા ! તે લુચ્ચા કામદેવે આ ગરીબ બનાવટી વરરાજાના હૃદય ઉપર પોતાનો અધિકાર જમાવ્યો !"

આ તરફ ઘરનાંઓની ચર્ચા લાંબો સમય ચાલી નહિ. ફાધર અને મધર વેસિલી દીવાનખાનામાં પાછાં આવ્યાં અને જાહેર કર્યું: "આ કાંઈ એક દિવસનો ગંગંધ બાંધવાનો નથી. આ તો લગનનું કામ છે એટલે તરત જ નિશ્ચય કરી શકાય એમ નથી. અમે આવતી કાલે સોનીઆના માસાને બોલાવવા મોકલીશું અને તેની સાથે મસલત કર્યા પછી છેવટનો નિર્ણય જણાવીશું."

મોડી રાત થઈ હતી. સોનીઆ અને તેની મા સૂઈ ગયાં હતાં. ફાધર વેસિલી આ જુવાનની ચોક્કસ અને પૂરેપૂરી તપાસ કરવાના ઇરાદાથી હજી દૃઢ રીતે બેઠા હતા. રાત્રે ત્રણ વાગ્યા ત્યાં સુધી તેમણે વાતો કર્યા કરી. પછી તો બન્ને થાક્યા અને સિન્ગબ તો ભૂખ્યો પણ થયો હતો—જજમાનો ઉશ્કેરણીને લીધે આ મોંઘેરા મહેમાનને ખવરાવવાનું ભૂલી જ ગયા હતા !

આખરે મોડી રાતે તેઓ છૂટા પડ્યા. ફાધર વેસિલીએ તેને મૂકી આવવા એક માણસ પણ મોકલ્યો અને છેવટે સિન્ગબને જણાવ્યું: " કાલે સવારે તમારો સરસામાન લઈ ને અહીં જ પધારજો; અમારી સાથે જ રહેજો. "

સવારે નવ વાગે સિન્ગબ જાગીને જુએ છે તો ફાધર વેસિલીનો માણસ સામાન લેવા આવીને બેઠો છે અને તેની રાહ જુએ છે.

આ પ્રમાણે અહીં સુધી તો બધું સીધેસીધું પાર ઊતર્યું, પણ હજી તો ક્યાં ? લગ્નમાં વિઘ્ન પડતાં કાંઈ વાર લાગતી નથી એ સિન્ગબ સારી રીતે જાણતો હતો. તેમાં યે રશિયામાં તો લગ્નની તૈયારી એ બહુ અટપટી ગૂંચોવાળી બાબત છે, અને તેમાં પણ આ તો પાદરીની દીકરીનાં લગ્ન હતાં. પણ હવે સિન્ગબને પસંદગી કરવાની નહોતી. હવે તો શું થાય છે, આ પ્રસંગ કેવું રૂપ લેતો જાય છે તે જ જોવાનું હતું, અને ચિંતાથી ભાવિની રાહ જોવાની હતી.

૫

## લગ્નમાં વિઘ્ન ?

એક વખત ફાધર વેસિલીના ઘરમાં રહેવાનું મળ્યું એટલે તરત જ તે બધાનો માનીતો થઈ પડ્યો. સોનીઆનાં નાની ચાર બહેનો તથા તેનો નાનો ભાઈ પણ તેની સાથે રમવા મંડી ગયાં, અને તે તે બધાને ખૂબ ગમ્મત કરાવવા લાગ્યો. આથી મધર વેસિલી ખૂબ રાજી થઈ. ત્રીજે કે ચોથે દિવસે સોનીઆનો માસો ફાધર માઇકલ તેની જુવાન ખૂબ-સૂરત પત્ની એલિઝાબેથ સાથે આવી પહોંચ્યો અને ઘરમાં

બધાં મસલત કરવા લાગ્યાં. બે દિવસ આમ ને આમ મસલતમાં નીકળી ગયા, અને છેવટે ત્રીજે દિવસે તેમણે કહેવાતા પ્રેમીઓને દીવાનખાનામાં બોલાવ્યાં, પવિત્ર મૂર્તિ સામે શેતરંજી ઉપર બેસાડયાં, અને ફાધર માઇકલે લગ્ન અગાઉ ગવાતી પ્રાર્થના ગંભીરતાથી ઉચ્ચારી આ જોડાની સગાઈ જાહેર કરી. આમ, સિન્ગબના પોતાના શબ્દોમાં કહીએ તો, 'સોનીઆએ અને મેં હવેથી કાયદાપૂર્વક ચુંબન કરવાનો અધિકાર મેળવ્યો.'

હવે લગ્નની તૈયારી ખૂબ ધામધૂમથી અને ઉતાવળથી થવા માંડી. આ તૈયારીમાં વિએટ્કાની મુસાફરીનો પણ સમાવેશ થતો હતો, કારણ કે ફાધર વેસિલી પોતાના ભાવિ જમાઈને બિશપ આગળ રજૂ કરવા ઇચ્છતો હતો. વળી સોનીઆ જ્યારે પાદરીની નિશાળમાં ભણતી હતી ત્યારે તેને તેના તરફથી શિષ્યવૃત્તિ મળતી હતી, તેથી આ નવા જોડાંને બિશપના આશીર્વાદ મળે એવી તેના અંતરની અભિલાષા હતી. આ ઉપરાંત, લગ્ન જો વિનાવિલંબે કરવાં હોય તો સિન્ગબના પિતાશ્રીના આશીર્વાદ તારથી પણ મળવા જોઈએ એવો તેણે આગ્રહ કર્યો.

આ બધું થાય એ સિન્ગબને ગમતું નહોતું. તેને તો એકએક દિવસ વરસ વરસજેવડો લાગતો હતો. કાંઇક અણધાર્યું બને અને આખી બાજી બગડી જાય, એવો તેને ડર હતો. વિએટ્કાની મુસાફરી સાહસની દૃષ્ટિએ પણ ઘણાં જોખમવાળી હતી. થોડાં વર્ષો ઉપર, તેનો મોટો ભાઈ એક રાજદ્વારી દેશનિકાલ પામેલા કેદી તરીકે ત્યાં રહ્યો હતો અને ત્યાંના ગવર્નરની દીકરી સાથે પરણ્યો હતો. આ ગવર્નર ફાધર

વેસિલીની ઓળખાણનો હતો. એટલે જો આ બન્નેનો ભેટો થાય તો ફાધર વેસિલી પોતાની દીકરી એક સિન્ગબ સાથે પરણનાર છે એ કહ્યા સિવાય રહે જ નહિ. અને પછી તો વાત કથળી જ જાય. એટલે સિન્ગબ આ બાબતમાં મૂંગો રહ્યો. ખરું પૂછો તો, પોતાનો એક ભાઈ વિએટ્કાના ગવર્નરની દીકરી સાથે પરણ્યો છે એ વાત તેણે કોઈને કહી પણ નહિ. વળી તેને બીક હતી કે ફાધર વેસિલીને ત્યાં બીજા પણ એવા મિત્રો હશે જે એના મોટા ભાઈને દેશનિકાલ પામેલા કેદી તરીકે ઓળખતા હશે. પણ આમાં એનું કાંઈ ચાલે એમ નહોતું. એટલે જે થવાનું હશે તે થશે એમ મન વાળીને સાથે ગયા સિવાય તેનો છૂટકો જ નહોતો. ગમે તે રીતે પાસો પોબાર પાડવાની તો તેનામાં હિંમત હતી જ.

બીજી મુશ્કેલી તેના પિતાશ્રીના આશીર્વાદ મેળવવાની હતી. આવી માગણી થશે એવો તેમને કાવતરું કરતી વખતે થોડો જ ખ્યાલ હતો કે તેની પણ તેઓ સગવડ કરી રાખે ? તેના પિતા તેની જમીન પર હતા, અને તેને તો આ બહાદુર દીકરાના તેજ સાહસની ખબર પણ નહોતી. વળી આ ભાઈસાહેબે તો પોતાના સસરાજીને વાતવાતમાં કહી દીધું હતું કે તેનો પિતા હાલ સેંટ પિટર્સબર્ગમાં રહે છે અને તેમની રાહ જુએ છે ! એટલે ભાઈસાહેબ ખૂબ મૂંઝવણમાં પડ્યા. વિએટ્કાની મુસાફરીમાં તો જે થવાનું હશે તે થશે, પણ આ કોયડો કેમ ઉકેલવો તે તેને સૂઝતું નહોતું. છતાં તેનું ભેજું આમ અણીના પ્રસંગે દગો દે એવું નહોતું. તેને પોતાના પિતાશ્રીના નામનો તાર સેંટ પિટર્સબર્ગ રહેતા પોતાના મોટા ભાઈના સરનામે કરવાની યુક્તિ સૂઝી. તેને

ખાત્રી જ હતી કે તેનો મોટો ભાઈ આ બધી વસ્તુસ્થિતિ સમજી જશે અને તેના પિતાશ્રીના નામથી તાર દ્વારા આશીર્વાદ મોકલશે.

આ પછી ફાધર અને મધર વેસિલી, સોનીઆ અને સિન્ગબ એ ચાર જણાંની મંડળી વિએટ્રકા જવા નીકળી. આ મુસાફરીમાં તેઓ એકબીજાને ખૂબ હળી ગયાં. ફાધર વેસિલીએ તો પોતાના કુટુંબની બધી ગુપ્ત વાતો, બીજા પાદરીઓ સાથેના કજિયા વગેરે વગેરે બધું કહી દીધું. મધર વેસિલી તો એક હેતાળ સાસુની જેમ તેની ખૂબ મમતાથી સંભાળ રાખવા લાગી, અને ખૂબ ખૂબ ખવરાવવા લાગી. તેણે તેની સાસુનું હૃદય સાચે જ જીતી લીધું હતું. અને ખરેખર તે પણ તેને ખરા અંતઃકરણથી ચાહતો હતો. આમ, પોતે તદ્દન અજાણ્યો હોવા છતાં તેઓ પોતાને કેવાં ચાહતાં હતાં, અને પોતે તેમનો કેવો નિર્દય દુશ્મન હતો, એ પોતે મનમાં ને મનમાં સમજતો હતો અને તેનું હૃદય અંદરથી ડંખ્યા કરતું હતું.

આખરે આ મંડળી સહીસલામત વિએટ્કા પહોંચી. બિશપે તેમનો ખૂબ આદરસત્કાર કર્યો. જૂની રૂઢિ મુજબ, બાપડા નાસ્તિક સિન્ગબને પણ પાદરીના જાડા હાથને ચુંબન કરવું પડ્યું. એકબીજાના ખબર અંતર પુછાયા પછી લગ્નના દિવસની વાત નીકળી. પણ હજી સિન્ગબના પિતાશ્રીનો તાર આવ્યો નહોતો. એટલે તે આવે કે તરત જ પોતાની પાસે આવવા બિશપે જણાવ્યું. ત્રણત્રણ દિવસ સુધી તેમણે રાહ જોઈ, પણ તાર આવ્યો નહિ. સૌને ખૂબ ચિંતા થવા લાગી. સિન્ગબ પણ અકળાવા લાગ્યો ને ભારે

વિમાસણમાં પડ્યો. આખરે ચોથે દિવસે તાર મળ્યો ને સૌના જીવ હેઠા બેઠા. તારમાં લખ્યું હતું:

**" મારા આશીર્વાદ મોકલું છું—**
**તારો પિતા, સિલા સિન્ગબ."**

તેના પિતાશ્રીની જાણબહાર તેના મોટાભાઈએ આ તાર કર્યો હતો. જુવાન ક્રાન્તિકારો " પ્રેમમાં અને લડાઈમાં બધું જ વાજબી છે" એ સૂત્ર મુજબ કામ કરતા હતા.

પછીથી એ મંડળ ફરીથી બિશપને ત્યાં ગયું. બિશપ એ જુવાન જોડાંને તેના ખાનગી ઉપાસનામંદિરમાં લઈ ગયો, અને ત્યાં વેદી આગળ તેમને પ્રણામ કરાવ્યા. પછી તેણે તે નવયુગલને આશીર્વાદ આપ્યા. છૂટા પડતાં અગાઉ સોનીઆને તેણે પોણોસો રૂપિયા કન્યાદાનમાં આપ્યા, અને હવેથી સોનીઆને 'સોફી'ના નામે બોલાવવા સિન્ગબને સલાહ આપી, કારણ કે તેણે સમજાવ્યું કે 'સોફી'નો અર્થ જ્ઞાન થતો હતો. અને ખરેખર આપણી નાયિકાને બધા પાછળથી એ નામે જ બોલાવતા. પણ સિન્ગબ તો તેને 'લારિસા'ના નામે બોલાવતો.

હવે મધર વેસિલી લગ્નની ખરીદી કરવાં લાગ્યાં. આ પછી તે અને સોનીઆ બધી તૈયારીઓ કરવા ઘેર જાય અને ફાધર વેસિલી તથા સિન્ગબ આ બધી ખરીદીઓ થઈ રહે ત્યાં સુધી વિએટ્કા રહે એવી ગોઠવણ ફાધર વેસિલીએ રજુ કરી. પણ તેની પત્નીને આ વાત પસંદ ન પડી કારણ કે તે જાણતી હતી કે જો તે પોતે નહિ હોય અને ફાધર વેસિલી ત્યાં એકલા રહે તો, તેની હમેશની ટેવ મુજબ, તે તેના દોસ્તદારોને ત્યાં જમવા જાય, અને તેઓ તેને એટલા આગ્રહપૂર્વક જમાડે કે તે માંદા પડીને જ ઘેર

આવે. વળી રખેને કાંઇ અણધાર્યું થઇ જાય અને આખી બાજી ઊંધી વળે એ બીકથી સોનીઆ અને સિન્ગબે તો જેમ બને તેમ જલદી બધાએ એકીસાથે વિએટ્કા છોડી જવું એ મતને ટેકો આપ્યો. આખરે ફાધર વેસિલીને પણ તાબે થવું પડ્યું. એટલામાં તેમના ગામનો એક પાદરી બે અઠવાડિયાં માટે ત્યાં આવ્યો હતો, તેણે બધી વસ્તુઓ સાથે લઈ આવવાનું વચન આપ્યું એટલે તરત જ આ બાબતનો નિવેડો આવી ગયો.

## ૫

## લગ્ન અને પછી

પછી તેઓ ઘેર આવ્યાં. ઘરનાં બીજા માણસો તો એક કે બીજા કામમાં ગુંથાઇ ગયાં પણ વરરાજાનો સમય કેમે કર્યો જાય નહિ. સસરાજીએ ભેટ આપેલો 'અન્ડર કેસોક' પરાણે પહેરીને ભાઇસાહેબ ફર્યા કરતા. આ પછી ભેટ આપવાનો દિવસ આવ્યો. સિન્ગબે પોતાની સાથે આણેલો કિંમતી બુરખો અને કન્યાના મુગટ માટેનાં સુંદર બનાવટી ફૂલો કન્યાને ભેટ કર્યાં. મધર વેસિલીએ પણ આ વસ્તુઓ ખરીદી હતી પણ તે ઘણી હલકી હતી. આ પછી મિત્રો પાસેથી માગી આણેલી સોનાની ઘડિયાળ તથા અછોડો તેણે ભેટ કર્યાં. આ જોઈને તો બધી સ્ત્રીઓ ખૂબ રાજી થઈ અને શ્રીમંત વર તરીકેની તેની આબરૂ બરાબર બંધાઈ.

આ પછી બધાં સગાંવહાલાંઓ તેમજ લાગતાવળગતાઓને ખાસ આમંત્રણો આપ્યાં. વિએટ્કા પ્રાંતના જુદા જુદા જિલ્લામાં રહેતા અમલદારો, કારકુન વર્ગ, પાદરીઓ વગેરેને નિમંત્રણ મોકલ્યાં, અને તેઓ બધાં તેમનાં બૈરાંછોકરાં સાથે આવવા લાગ્યાં.

ફાધર વેસિલી લગ્નગીતો ગાવા માટે ખાસ બે પાદરીઓને તૈયાર કરવા લાગ્યા, અને તે પોતે બેની વચ્ચે મધ્યમ સૂરથી ગાવાના હતા. આ ગીતોમાં ઘણીવાર ચર્ચનો સામગાનારો રાક્ષસી કદનો માણસ પણ જોડાતો અને લગભગ એક આખું અડવાડિયું જુદાં જુદાં ગીતોથી તે ઘર સવારથી સાંજ સુધી ગાજી રહેતું. અલબત્ત, આ ગીતોની વચ્ચે વચ્ચે છાંટોપાણી લેવાતો અને તેમાં ગાનારા સિવાય બીજા પાદરીઓ પણ ઊલટભેર જોડાતા. આ બધી રીતભાત સિન્ગબને ગમતી નહિ, પણ કરે શું ? એને આમાં કાંઈ રસ પડતો નહિ એટલે આખો દિવસ કાઢવો ભારે પડતો. આવી ધમાલમાં વાંચી શકાય એમ પણ નહોતું; જો કે એની પાસે વાંચવા માટે પણ કશું નહોતું. હમણાં હમણાં તો સોનીઆ પણ તેની પાસે આવતી નહોતી, તેની પ્રિયા તરીકેના પાઠ બરાબર ભજવતી નહોતી, એટલે એને કલાકો સુધી એકલા બેસી રહેવું પડતું. તે એટલે સુધી કે મધર વેસિલીએ સોનીઆને એકથી વધુ વખત ટોકી કે "હવે તું તેની પાસે જઇને વાત કરે છે કે નહિ ? સવારથી તેં તેની સાથે જરાપણ વાતચીત કરી નથી."

આખરે લગ્ન દિવસ આવી પહોંચ્યો.

તા. ૧૨ મી નવેંબરનો તે દિવસ હતો. સિન્ગબની ચિંતાજનક રાહનો આજે અંત આવતો હતો. એ મુખ્ય બનાવોનું વર્ણન નાયકના શબ્દોમાં જ વધુ પ્રમાણભૂત અને રસિક લાગશે:

" સાંજે પાંચ વાગે તે દેવળ શણગારવામાં આવ્યું અને દીવા પ્રગટાવવામાં આવ્યા. ગામમાં રહેતા લગભગ

બધા માણસો તથા આજુબાજુનાં ગામડાંના ઘણા માણસો દેવળ આગળ ટોળે મળ્યા હતા. મેં સાંજનો પોશાક પહેર્યો (આ પહેલીજ વખત, અને કદાચ જિંદગીમાં છેલ્લી વખત), અને એક સફેદ ખમીસ તથા ટાઈ પણ પહેરી. મારી રેશમી હેટને બદલે આલપક્કા કેપ પહેરી. પછી ફાધર માઇકેલ સાથે હું ગાડીમાં બેઠો અને સૌથી પહેલા અમે ઘર છોડયું.

"ચર્ચ આગળ પહોંચ્યા એટલે લોકોનાં ટોળાંએ બે ભાગમાં વહેંચાઈ જઈ અમારે માટે જવાનો રસ્તો કર્યો. ચારે બાજુથી આતુર આંખો મારા તરફ જોઇ રહી. 'આહ ! કેવો સુંદર યુવક !' એમ એકબીજાને કહેતા પણ સાંભળ્યા. હું જરા મુંઝાયો તો ખરો પણ આનંદી દેખાવા બનતા પ્રયત્ન કર્યા. હવે નાટકનો છેલ્લો અંક શરૂ થયો હતો અને મારી અધીર ચિંતામાં મને જણાયું કે કન્યા ભય પમાડે એટલી મોડી થઈ હતી.

"દરમ્યાન, આ તરફ, ફાધર વેસિલીના ઘરમાં કન્યાને ઝભ્ભો પહેરાવવાનો તથા આશીર્વાદ આપવાનો વિધિ ચાલતો હતો; અને તે વિધિ વખતે, જેની લગ્નની માગણી સોનીઆએ તરછોડી હતી તે જ જસ્ટીસ ઓફ ધ પીસ ત્યાં ઊભો હતો. તે આ અદ્ભુત સૌંદર્યવતી કન્યા તરફ જોઈ રહ્યો હતો. કન્યા પોતાના લગ્નના પોશાકને લીધે, તેમજ મુંઝવણથી ફિક્કી પડી ગઈ હતી તેથી, ઓર આકર્ષક લાગતી હતી. જે. પી. સાહેબની આંખમાંથી કોઈ ન જાણે એમ બે આંસુ સરી પડયાં.

"છેવટે કન્યા આવી. તેની સાથે પેલો જે. પી. હતો અને દાસીઓ હતી. તે એટલી તો ફિક્કી પડી ગઇ હતી અને તેના હાથ એવા તો ટાઢાશીત થઈ ગયા હતા કે મને

બીક લાગી કે રખેને તે મૂર્ચ્છિત થઇ જાય. તે તો મારા તરફ કે કોઇના પણ તરફ જોયા સિવાય મારી પાછળ પાછળ નિયત સ્થળે ચાલી આવી. ગીત ઉપાડ્યું પછી ફાધર વેસિલીના ભાઇએ લગ્નક્રિયા કરી અને મારી તથા સોનીઆની વીંટીની અદલાબદલી કરી ક્રિયા પૂરી કરી. આ જ ક્ષણે ટોળામાંથી કોઇનો અવાજ મારે કાને પડ્યોઃ 'હવે પતી ગયું !' આ આખી લગ્નક્રિયા મને ભયાનક લાગી. મારા માથા ઉપર જે મુગટ પહેરાવ્યો હતો તે ઘણો મોટો હતો અને ફરી ફરીને આંખ ઉપર સરી આવતો હતો. મને લાગે છે કે કોઇને–હું માનું છું કે ફાધર માઇકેલ હતા– તેની અંદર ઘડી વાળીને રૂમાલ મૂકવાનું સૂઝ્યું હતું. આ પીડાના અંત સુધી મારે તે મુગટ પકડી રાખવો પડ્યો. ખરેખરે આ મહામુશ્કેલીનું કાર્ય હતું.

"ઘેરે પાછા આવી પહોંચતાં જ મહેમાનોએ તો ખાવા-પીવાનો કાર્યક્રમ શરૂ કરી દીધો. બધાંએ ખાણા ઉપરથી પણ ફરી ફરીને ગીતો ગાયાં પણ તેમાં ખાસ કરીને ડીકનો અવાજ ઉપર તરી આવતો. કેટલીયે વાર તેઓએ 'ગોર્કો'ના અવાજો કર્યા અને અવાજેઅવાજે મારે તથા લારિસાએ રૂઢિ પ્રમાણે ચુંમીથી તેનો જવાબ આપવો પડતો.

"મીજબાની પછી ફાધર અને મધર વેસિલી અમારા ખાનગી ઓરડા સુધી વળાવવા આવ્યા. અમે બારણું અંદરથી બંધ કર્યું અને અસહ્ય મુંઝવણમાં અંદર ભરાઇ રહ્યાં. દીવો બૂઝાવી નાંખી તથા કપડાં બદલી લારિસા તો ખાસી અમૂલ્ય પીંછાની પથારીમાં અલોપ થઇ ગઇ; જ્યારે મારે તો આખી રાત એક લાકડાની મોટી પેટી ઉપર જ પસાર કરવી પડી.

સવાર પડી એટલે કોઇને વહેમ જાય નહિ એમ અમે બધું ગોઠવી દીધું. આ રીતે અમે ત્રણ રાત્રિ પસાર કરી.

"રિવાજ મુજબ લારિસાએ અને મેં ત્યાંના મુખ્ય મુખ્ય માણસોની મુલાકાત લીધી અને છેવટે તા. ૧૫ મી નવેમ્બરની સાંજે અમે સેંટ પિટર્સબર્ગ જવા નીકળ્યાં.

"છૂટા પડવાનો દેખાવ કરુણાભીનો હતો. મારી સાસુએ રડતાં રડતાં ક્રોસની નિશાનીથી અમને આશીર્વાદ આપ્યા અને વારંવાર અમને બન્નેને ચુંબન કર્યાં. પછી મેં મારી સાસુના હાથને ખૂબ પ્રેમપૂર્વક ચુંબન કર્યું! કેટલી કોમળ પ્રેમાળતાથી તે મારાં ઓવારણાં લેતી હતી!

"આખરે ગામ અમારી પીઠ પાછળ અદશ્ય થઈ ગયું એટલે મેં મારો હાથ લારિસા તરફ લંબાવી કહ્યું:

" 'હવે હું તને તારી સ્વતંત્રતા ખાતર અભિનંદન આપું છું.'

"તેણે કશો જવાબ ન આપ્યો પણ મારો હાથ આવેશથી દાબ્યો.

" 'ઠીક, મારાથી તમને સંતોષ તો થયો છે ને?'

" 'હા, હા, હું તમારી બહુ જ આભારી છું,' હવે તેણે જવાબ આપ્યો.

"અમે ૧૮૭૨ ના નવેમ્બરની આખરે સેંટ પિટર્સબર્ગ આવી પહોંચ્યા. મેં મારી બનાવટી પત્નીને બાસ્કોવી લેનમાં આવેલા સ્ત્રીસમાજમાં રાખી અને પછી તેને કુવશિન્સ્કાને હવાલે સોંપી. અમારા આ વિજયી સાહસની વાત તરત જ બધેબધ પસરી ગઇ અને કેટલાયે દિવસ સુધી અમારા મંડળની વાતચીતનો હું વિષય તથા નાયક થઇ પડયો.

"હવે મને બે ઉપાધિ વળગી હતી: એક તો જાતની અને બીજી જાહેર સેવાની. મારી બનાવટી પત્નીએ મારા હૃદય પર પ્રેમનું સામ્રાજ્ય જમાવ્યું હતું, પણ તે તેની આગળ કબૂલ કરવું તે મને ગુનો લાગતો હતો. મેં મારી આ નબળાઇને ગમે તે રીતે પણ ખંખેરી નાંખવાનો નિરધાર કર્યો, અને જાહેર સેવાનાં કાર્યોમાં જ આખો સમય ગૂંથાયેલા રહેવાનો નિશ્ચય કર્યો કે જેથી બીજી કોઈ જાતનું ભૂત મગજમાં ભરાઈ જાય નહિ."

## ૬

## શાળાના શિક્ષકો તરીકે

સિન્ગબ અને તેની બનાવટી પત્ની ઝાઝો સમય સેંટ પિટર્સબર્ગ રહ્યાં નહિ. જનસમૂહમાં નવા રાજદ્વારી વિચારો ફેલાવવા માટે ગામડામાં જવું જોઇએ એ વાત સુધી નિહિલિસ્ટ હિલચાલ હવે આવી પહોંચી હતી. યુવાન અને ઉત્સાહી સ્ત્રીપુરુષોએ સામાન્ય ખેડુતોના મજૂરો, કારીગરો, કારકુનો, શિક્ષકો, દાયણો વગેરે તરીકે ગામડાંના થાણા હાથ કરવાના યત્નો શરૂ કર્યા હતા. સિન્ગબ અને સોનીઆ આ હિલચાલના મુખ્ય અગ્રેસરોમાં હતાં, અને તેઓ ગામડિયાઓના ગામની એક શાળામાં નોકરી મેળવવામાં સફળ પણ થયાં.

આ શાળા એ જ ગામના એક ખેડૂત માર્ટીનોફે ઉઘાડી હતી અને તેની જ મદદથી તે ચાલતી હતી. આ ખેડૂત બૂટના ધંધામાંથી અઢળક ધન કમાયો હતો અને સેંટ પિટર્સબર્ગમાં તેની એક જબરજસ્ત દુકાન ચાલતી હતી.

ગ્રાન્ડ ડ્યુક નિકોલાસ તેના ખાસ મુરબ્બી હતા અને કોઇ કોઇ વખત તેની પાસેથી પૈસા ઉછીના પણ લેતા. એક તો તે શ્રીમંત હતો તેથી, અને વળી ગ્રાન્ડ ડ્યુક જેવો તેની પાસેથી પૈસા ઉછીના લેતો હતો તેથી, માર્ટીનૉફ ગામમાં તદ્દન બાદશાહ થઈ બેઠો હતો. તે વારંવાર ગામ જતો; ત્યાં ખૂબ દુરાચાર કરતો અને રાજવંશી ઠાઠમાઠથી ગામલોકોને ઉજાણી પણ આપતો. દરેક માણસ આ વાત જાણતો હતો. બીજી બાજુ કેટલીક બાબતમાં તે ગામનો કલ્યાણકર્તા પણ હતો. પોતે રોકેલાં શિક્ષક–શિક્ષિકાઓને તે સાધારણ રીતે બીજાં ગામડાંના શિક્ષકોને મળતા તેથી ઘણા સારા પગાર આપતો. તેમને અનુક્રમે વરસદહાડે ૩૦૦ રૂપિયા તથા ૧૮૦ રૂપિયા પગાર મળતો. અને તે ઉપરાંત બે ઓરડીઓ ને એક રસોડાવાળો બંગલો મળતો. જ્યારે બીજા એક ગામની શાળાના શિક્ષક ઝુકોફ જે સિન્ગબનો મિત્ર હતો અને રાજદ્વારી વિચારોના પ્રચારને ખાતર ગામડામાં રહેતો હતો, તેને વરસદહાડે માત્ર ૧૨૦ રૂપિયા મળતા હતા.

થોડા જ વખતમાં ગામ લોકો આ નવાં શિક્ષક–શિક્ષિકા તરફ આદરની નજરે જોવા લાગ્યાં, કારણ કે તેમણે જોયું કે માત્ર ત્રણચાર અઠવાડિયાં જેટલા ટૂંક સમયમાં જ તેમનાં બાળકો છાપેલાં પાનાં મોટેથી વાંચતાં શીખી ગયાં. મોટેરાં માટે આ એક ચમત્કાર જેવું હતું. પછી તો માબાપોએ પોતે પણ લખવા વાંચવાનું શીખવાની મરજી બતાવી. આખરે ગામ લોકના તેમજ પોતાના ફુરસદના સમયમાં, ખાસ કરીને વારતહેવારના દિવસોમાં, તેમને શીખવવાનું નક્કી કર્યું. સિન્ગબે આ માગણી ઘણી ખુશીથી સ્વીકારી.

અને તે ઉપરાંત જુદા જુદા વિષયો ઉપર બીજું બહારનું વાંચી સંભળાવવાની પણ યોજના કરી. આ યોજના દ્વારા લોકોની ગરીબાઈનાં સાચાં કારણ કયાં છે, અને તે કેમ દૂર કરી શકાય તેનું શિક્ષણ પણ તેણે આપવા માંડયું.

બધું કામ બરાબર રીતે ચાલ્યું અને શિક્ષકોનો ઉત્સાહ ખૂબ વધી ગયો. આ બનાવટી દંપતીનો સંબંધ હજી તદ્દન નિર્વિકારી હતો, જો કે તેઓ એકબીજાના ખૂબ અંગત પરિચયમાં આવી ગયાં હતાં. તેમણે કેટલીયે સાંજો ચર્ચામાં કાઢી હતી; ગામડાના અજ્ઞાન લોકોમાં જ્ઞાત ફેલાવવાના તેમના સતત અને શ્રમપૂર્ણ કામો સાથે સંકળાયેલાં વિજય તથા નિરાશાને લીધે ઉત્પન્ન થતાં એકબીજાનાં સુખદુઃખમાં પણ તેમણે ભાગ લીધો હતો. પણ સિન્ગબ તેની નોંધપોથીમાં લખે છેઃ

" એક સાંજે અમે નૈતિક અને સામાજિક વિષયની વાત ઉપર ઊતરી પડ્યાં. ધીમેધીમે પ્રેમનો પ્રશ્ન તરી આવ્યો. અચાનક, લારિસાએ મારા પ્રત્યેના પોતાના પ્રેમની કબૂલાત કરી, પોતે એ લાગણી હવે વધુવાર છુપાવી રાખવા અશક્ત છે એમ પણ તેણે જણાવ્યું. તે સાંજે હું તો આનંદથી જાણે ગાંડો જ થઇ ગયો. હું તેને કેટલા પ્રેમથી ચાહતો હતો એ તેને કહેવા મારી જીભ કદી પણ ઉપડત નહિ. કારણ કે એમ કહેવું એ મારે માટે એક ગુનારૂપ હતું, તેની સ્વતંત્રતા ઉપર તરાપ મારવા જેવું હતું, અને તેના કાયદાપૂર્વકના ધણી તરીકેના મારા હકનો દુરુપયોગ કરવા જેવું હતું. પણ હવે તો તેણે પોતે જ પ્રેમ જાહેર કર્યો હતો. અને ત્યાં તો હૃદયના ધોધમાર વહેતા પ્રવાહને આજ સુધી આંતરી રહેલ અંતરાય એક ક્ષણવારમાં ઓગળી ગયો.

સાચે જ તે પુણ્ય ક્ષણ પરમ ઉલ્લાસની હતી; સાચે જ તેમાં હતી. પ્રેમના ઉન્માદની પ્રચંડ ભરતી આવી. ”

પણ આપણા નાયક–નાયિકાનું વ્યકિતગત સુખ તેમના મુરબ્બી માર્ટીનૉફની સાથેના ટંટાને લીધે તરત જ અટકી પડયું. માર્ટીનૉફ એક બહુ જ વિષયી અને બદમાશ માણસ હતો. પણ ગામ લોકો તેને ખૂબ માન આપતા હતા, કારણ કે તેઓ તેની મહેરબાની પર જીવતા હતા. એક પ્રસંગે, મિજાજના તોરમાં, તેનો કારકુન તેની સામે કંઈક બોલ્યો એટલા જ ખાતર તેણે તેને મારી નાંખ્યો હતો. પણ એક ખેડૂતે થોડા પૈસાના બદલામાં તે ખૂનની જવાબદારી પોતાના ઉપર લઈ લીધી; પોલિસ અને ન્યાયાધીશને પણ લાંચ આપવામાં આવી હતી. એનું છેવટ પરિણામ એ આવ્યું કે તે ખેડૂતને સાઇબીરિયાની કાળાપાણીની સજા થઈ, જ્યારે માર્ટીનૉફ તદ્દન કોરેકોરો છૂટી ગયો.

એક વખત તે ગામ આવ્યો હતો ત્યારે માર્ટીનૉફે ગામની બધી છોકરીઓને અને પુરુષોને રાત્રે એક વાગે જગાડચાં, પછી છોકરીઓને ગાવાનાચવાનું સરઘસ કાઢવા તથા પુરુષોને દીવાના અજવાળે સરોવરમાં માછલાં મારવાનો હુકમ કર્યો. પછી તેણે સિન્ગબ માટે ઓવરકોટનું કપડું તથા સોનીઆ માટે લૂગડું ભેટ તરીકે મોકલ્યું. તે બન્નેએ તે કમને સ્વીકાર્યું, કારણ કે ન સ્વીકારે તો ખુલ્લું અપમાન કર્યું ગણાય. એક દિવસ તો તે પીધેલ દશામાં, તેના રાત્રિ-પોશાકમાં, સ્લિપર તથા સવારનું ફ્રૅાક પહેરીને, એક જુવાન રખાત સાથે શાળામાં આવી ચઢ્યો. સિન્ગબ તેમને હાંકી કાઢવા અશક્ત હતો એટલે તેણે બધા છોકરાઓને તરત જ

રજા આપી દીધી; અને રખેને તે આવી દશામાં પોતાના વર્ગમાં આવી ચડે એ બીકે સોનીઆએ પણ તેના વર્ગની બધી છોકરીઓને છોડી મૂકી. આથી માર્ટીનૉફ ખૂબ ગુસ્સે થયો, ગાળો દીધી અને સ્કૂલમાસ્તરનું અપમાન કર્યું. બીજે દિવસે સિન્ગબ પોતાનો બધો સરસામાન એક ખેડૂતની ઝૂંપડીમાં મૂકી આવ્યો અને મુકામ પણ ત્યાં લઈ ગયો. માર્ટીનૉફે ગામના મુખીને બોલાવ્યો, બીજે દિવસે જિલ્લા પોલિસ પટેલને બોલાવ્યો અને ગવર્નર તરફ રવાના કરવાના ઇરાદાથી આ કલંકિત બનાવનો ખરડો તૈયાર કરાવવા માંડ્યો. પણ આ બનાવતાં પહેલાં પોલિસ પટેલે મિત્રતાના સ્વરે સ્કૂલમાસ્તરને કહ્યું:

" મિ. સિન્ગબ, હું ઇચ્છું છું કે તમે ઓરડીમાં જાઓ, માર્ટીનૉફ સાથે હાથ મીલાવો, અને તેની માફી માગો. જગતનો કાયદો આપણને શીખવે છે કે મારે તેની જ તલવાર હોય."

" માફી ? અને તે વળી હું માગું ? " સિન્ગબે જવાબ આપ્યો. " માફી તો માગે. મિ. માર્ટીનૉફ; હું નહિ. "

જિલ્લા પોલિસ પટેલે પછી ખરડો ઘડી કાઢયો અને સહી કરવા સિન્ગબને આપ્યો. સિન્ગબે પોતાની કેફિયત લખી કાઢી અને તે ઉપર સહી કરી. આ પછી ખરડો માર્ટીનૉફને સહી કરવા આપ્યો. ઓરડો પ્રેક્ષકોથી ચિકાર ભરેલો હતો, અને કબરસ્તાનની શાંતિ વ્યાપી હતી. એ બન્ને દુશ્મનો સામસામે ટેબલ ઉપર બેઠા હતા. માર્ટીનૉફ, ખરડા સાથે, તેની ખુરશી ઉપરથી એકદમ ઊભો થઇ ગયો અને સિન્ગબને કહ્યું:

" ઠીક......જહાન્નમમાં ગઈ આ વાત, સરજિયસ સિલિઇક, બહુ થઈ ગયું. ચાલો હવે આપણે પરસ્પર સમજી લઇએ. વારું, તમને એ કબૂલ છે ? "

આમ કહીને તેણે પોતાનો હાથ સિન્ગબ તરફ લંબાવ્યો. સિન્ગબે જવાબ આપ્યોઃ

" ભલે ત્યારે, તમે તો જાણો જ છો કે આ માટે મેં પહેલ નથી કરી. "

" એઇ ગોર્શકોફ ( તેના નોકરનું નામ ) ! " પોલિસ પટેલને ખરડાનો કાગળ ફાડી નાંખતો જોઈ ઉશ્કેરાઈને તેણે બૂમ પાડીઃ "જા, જઇને દોડતો વોડકા અને નાસ્તો લઈ આવ. જવનો દારૂ પણ લાવજે, દોડતો જા, મારી સૂવાની ઓરડીમાંથી બંદૂક પણ લેતો આવજે, આ બારીમાં થઈને હું બાર કરીશ, અને બધાને જણાવીશ કે સ્કૂલમાસ્તર સાથે મેં સુલેહ કરી છે."

આ બંદૂકના અવાજથી લોકોનાં ટોળેટોળાં દોડી આવ્યાં અને તે દરેકને ખાવાપીવાનું આપ્યું. આ બનાવ સાંજરે બન્યા પછી તરત જ સિન્ગબ અને સોનીઆ તો પોતાના મુકામે જવા ત્યાંથી નીકળ્યા, પણ ટોળું તો આ મિજબાની ઉડાવવા ત્યાં રહ્યું અને સવાર સુધી સારી પેઠે ઝાપટયા કર્યું.

## ૭

## જેલજીવન અને ચુંબનની ટપાલ-પેટી

આ પછી તેમણે તે ગામ છોડવાનો જ નિર્ણય કર્યો અને તરત જ તેઓ સેંટ પિટર્સબર્ગ પાછાં આવ્યાં. તેમણે ફરીથી મિલકામદારોમાં પ્રચારકામ કરવું શરૂ કરી દીધું, અને તે ઇ. સ. ૧૮૭૨ ના નવેમ્બરમાં સિન્ગબ પકડાયો ત્યાં સુધી ચાલુ રહ્યું.

થર્ડ સેકશનની જેલમાં ત્રણ અઠવાડિયાં રાખ્યા પછી સિન્ગબને પીટર અને પૉલના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો,

અને ત્યાં લગભગ બે વર્ષ સુધી એકાન્ત કેદમાં રહ્યો. આ પછી બે વર્ષ સુધી તેને કાચી કેદમાં રાખ્યો અને ૧૮૭૭ માં ફરીથી કિલ્લામાં આણ્યો. ૧૮૭૩ના ડિસેમ્બરમાં સોનીઆને પણ કેદ કરવામાં આવી હતી પણ તેને તો તરત જ છોડી મૂકવામાં આવી, અને ૧૮૭૪ના માર્ચની આખરે દર શુક્રવારે તેના ધણીની જેલમાં મુલાકાત લેવાની પરવાનગી મળી. આથી તેને ખૂબ આનંદ થયો. સિન્ગબ લખે છે:

"અહો, મારા પ્રભુ! કેટલી અધીરાઈથી હું શુક્રવારની રાહ જોતો! અને તે આવી જાય ને પછી, હું મારા એ જીગરના એક આખા અઠવાડિયાના વિયોગના ખ્યાલે કેટલા કચવાટથી પાછો ફરતો! દર શુક્રવારે સવારે ઊઠતાં જ મને જરા યે ચેન ન પડતું, હું આમતેમ કેદખાનામાં આંટા મારતો, ખુરશી પર ઠેકડા મારતો, કિલ્લાના ઘડિયાળના દર વખતના ટકોરા ગણ્યા કરતો અને રાહ જોવાની પીડાકારક લાગણીમાંથી મુક્ત થવાને બનતાં ફાંફાં મારતો. હું વાંચવા યત્ન કરતો પણ વંચાતું નહિ, દરેક ક્ષણે મારા કાન દરવાજાની દિશામાં જ વળેલા રહેતા, સહેજ પણ પગલાંનો અવાજ સંભળાય એટલે કાન ઊભા થતા અને તે પગલાં મારા કેદખાના તરફ આવે છે કે નહિ તે ઉત્સુકતાથી હું જોઇ રહેતો. આખરે તેઓ મને મુલાકાત લેવાની ઓરડીમાં લઈ જતા, ત્યાં હું તેને છાતી સરસી ચાંપતો, ચુંબન કરતો, અને મારું મન ધરાય ત્યાં સુધી તેના હાથને લાડ લડાવતો."

આ મેળાપ અમલદારોની હાજરીમાં થતા હતા છતાં

સોનીઆ તેને 'લડાઇ'ના ટૂંકા સમાચાર પહોંચાડી શકતી. એકબીજાની લખેલી ચિઠ્ઠી મોંમાં સંતાડી રાખી એક-બીજાને પહોંચાડવા માટે 'ચુંબન' ખાસ પ્રિય સાધન થઇ પડયું—જો કે તેમ કરવામાં યે અમલદારોની સતત દેખ-રેખને લીધે ખૂબ મુશ્કેલી પડતી. તેઓ વાતચીત કરી શકતાં પણ એકબીજાને કાનમાં વાત કરવાની મના હતી. જે કહેવું હોય તે મોટેથી કહેવું પડતું એટલે કાગળના નાના ડૂચા મોંમાં રાખી ઉચ્ચાર કરવા એ કાર્ય મુશ્કેલ હતું. આમ છતાં આ યુક્તિથી સોનીઆ, માત્ર તેની લખેલી ચિઠ્ઠી જ પહોંચાડી શકતી એમ નહિ પણ તેને કાગળ પેન્સિલ પણ આપી શકતી!—નહિતર તે પત્રવ્યવહાર કેવી રીતે કરી શકે? કાગળના નાના ડૂચા તે લેડ પેપરના નાના કટકાની ફરતે વીંટાળીને મોંમાં રાખતી તેથી તે ભીંજીને મોંમાં મળી જાય નહિ. આ પ્રમાણે તેમણે એક વર્ષ સુધી પત્રવ્યવહાર ચલાવ્યો, પણ પછીથી આવી જ પદ્ધતિથી પોતાનાં સગાંવહાલાં સાથે પત્રવ્યવહાર કરતો એક કેદી તેમ કરતાં પકડાયો, એટલે પછી તો તેમની મુલાકાત દરમ્યાન તેમની વચ્ચે એક ટેબલ મૂકવામાં આવતું અને સિન્ગબ લખે છેઃ "અને ટેબલથી આગળ પ્રસરેલો મારી પત્નીનો હાથ જ ચુંબવાની મને રજા હતી."

આ કિલ્લાના ઉપરી કર્નલ ઓગોરોડસ્કી માટે સિન્ગબ ઘણું સારું લખે છે. તે તેની ઓરડીમાં વારંવાર આવતો, અને નીચે બેસીને, કેદીને ખુશ કરવા મિત્રભાવે વાતચીત કરતો. થોડાં વર્ષો પછી લશ્કરી નોકરીમાં કામ કરતા આ જ ઓગોરોડસ્કીના દીકરાએ કેદ પકડાયેલા 'ટેરરિસ્ટો'ને તેમના

બહારના મિત્રો સાથે વ્યવહાર ચલાવવામાં મદદ આપી હતી; પણ પાછળથી તે પકડાઇ ગયો અને રાજદ્વારી કેદી તરીકે પૂર્વ સાઇબીરિયામાં દેશનિકાલ કર્યો હતો. આના પરિણામે તેના બાપને તેની જગ્યાએથી બરતરફ કરવામાં આવ્યો.

લશ્કરી વૉર્ડરોને અને ચોકીદારોને આ કેદીઓ સાથે બોલવાની રજા ન હતી. પણ તેમની ચોકીના કલાકમાં દરવાજાની નાની બારી દ્વારા પોતાની સાથે વાત કરવા પૂરતી સહાનુભૂતિ દર્શાવનારા ઘણા યે સિપાઇઓની સિન્ગબ વાત કરે છે. આ માયાળુ સિપાઇની જગ્યા લેવા નવો સિપાઇ આવતો હોય તેનાં પગલાંનો અવાજ સંભળાય કે તરત જ આ વ્યવહાર બંધ પડી જતો અને પછી, સિન્ગબ ઉદ્ગાર કાઢે છે: " અહો ! કેટલી અનિચ્છાથી હું આ દરવાજો અને બીજી બાજુના માણસને છોડી જતો. "

## ૮

## ફટકાની સજા અને જેલમાં હુલ્લડ

રુશિયાની પોલિસ કદી પણ રુશિયાની પ્રજાની તરફેણમાં કાંઈ પણ કરવા ઉતાવળ કરતી નથી. અને તેમાં યે પ્રજા જો રાજદ્વારી કેદી હોય તો તો થઇ જ રહ્યું. આમ સિન્ગબને તેનો કેસ ચલાવ્યા સિવાય ચાર વરસ અને આઠ માસ એકાંત કારાવાસમાં રાખ્યો. આ વર્ષો દરમ્યાન જેલમાં કેટલાયે મહત્ત્વના બનાવો બન્યા જેનું અહીં ટૂંકામાં જ વર્ણન કરીશું.

કેટલાક વૉર્ડરો આ કેદીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા. તેમણે આ કેદીઓ તથા તેમના બહારના મિત્રો વચ્ચે વ્યવહાર જોડી આપ્યો. તેમાંના એક વૉર્ડર મિ. એરેનોફ

તો કેટલાક કેદીઓને નાસી જવાની પણ ગોઠવણ કરી આપવા માથે લીધું અને તેમની કોટડીઓ ઉઘાડવા ચાવીઓ પણ આપી. આ નાસી જવાનો પ્રયત્ન કરનારાઓમાં પ્રિન્સ પીટર ક્રોપોટકિન* તથા ટેલિક્સ વૉલ્ખોવ્સ્કી પણ હતા અને વર્ષો પછી તેઓ નાસીને ઇગ્લાંડ ભેગા થઇ શકયા હતા. પણ આ પ્રસંગે, છેક છેલ્લી ઘડીએ યત્ન નિષ્ફળ ગયો. થયું એમ કે મુખ્ય દરોગાને ઘેનનું ઔષધ તો આપ્યું હતું પણ જે ઘડીએ કેદીઓ દીવાલ ઓળંગવાની અણી ઉપર પહોંચ્યા તે જ સમયે તે અચાનક શુદ્ધિમાં આવ્યો અને આ બધું જોઇ ગયો. આ બાબત કોઇને નહિ કહેવા માટે તેને ૫૦૦ રૂપિયા મળ્યા પણ કેદીઓને પોતપોતાની કોટડીમાં પાછા જવું પડયું.

બીજા બે રાજદ્વારી કેદીઓનો નાસી છૂટવાનો પ્રયાસ પણ નિષ્ફળ ગયો. કેદીઓ જેલદીવાલની પેલે પાર પહોંચી ગયા હતા પણ તેટલામાં ત્યાં થઇને પસાર થતા એક લશ્કરી અમલદારે તેમને જોયા. આ અમલદાર ઘણા ઉદાર દિલનો હતો, તેથી જ્યારે તેણે સાંભળ્યું કે પેલા છટકવાનો યત્ન કરનાર બે કેદીઓ રાજદ્વારી કેદી હતા, અને તેમાંનો એક તો તેનો પોતાનો ખાસ મિત્ર હતો, ત્યારે તેને ખૂબ લાગી પણ આવ્યું.

પણ સિન્ગબ જેલમાં હતો તે દરમ્યાન એક હૃદય-દ્રાવક બનાવ બન્યો. ટ્રેપોફ નામના મોટા પોલિસ અમલદારના હુકમથી એક વિદ્યાર્થી બોગોલિયુબોફને ફટકા લગાવવામાં આવ્યા હતા. આનું પરિણામ એ આવ્યું કે આખા

---

* જુઓ આ જ માળાનું પુસ્તક ક્રાન્તિ, પૃ. ૯૦ થી ૯૫

રુશિયામાં જબરજસ્ત ત્રાસ વર્તાવવાની હિલચાલ શરૂ થઈ. રુશિયાની મુક્તિને માટે કાર્ય કરનારાઓને જે અમલદારો સજા કરતા, કેદ કરતા, ત્રાસ ગુજારતા, ફાંસીએ ચડાવતા, તે અમલદારોનું અમુક મુદતમાં ખૂન થવું જ જોઈએ એ જાતના ઠરાવો તથા કાર્યક્રમનો રચના હવે છૂપાં મંડળો દ્વારા થવા માંડ્યાં. એની શરૂઆત આ વિદ્યાર્થીની ફટકાની સજાથી થઈ અને વેરા ઝેસુલિચ નામની પ્રખ્યાત બાઈએ તે અમલદારનું ખૂન કરવાનું માથે લીધું.

વાત એવી હતી કે ૧૮૭૬ના ડિસેમ્બરની ૧૬મી તારીખે સટ પિટર્સબર્ગના કઝાન કેથેડ્રલની સામે વિદ્યાર્થીઓના શાંત સરઘસમાં ભાગ લેવા બદલ બોગોલિયુબોફને ૧૫ વર્ષની સખત કેદની સજા થઈ હતી. તેને કાચી જેલમાં રાખવામાં આવ્યો હતો, અને સાઇબીરિયાની જનમટીપ મળવાની રાહ જોતો હતો. તે વખતે સિન્ગબને પીટર અને પૉલના કિલ્લામાંથી ત્યાં આણ્યો હતો. આ બનાવ વખતે તે જેલમાં લગભગ ૩૦૦ રાજદ્વારી કેદીઓ હતા. તે દરેકને એકાંત કેદમાં રાખવામાં આવ્યા હતા. તેમાંના ઘણા બહાર ચોગાનમાં શું બનતું તે તેમની બારીમાંથી જોઈ શકતા હતા. ૧૮૭૭ ના જુલાઈની ૧૩ મી તારીખે ટ્રેપોફે કેદખાનાની મુલાકાત લીધી. બોગોલિયુબોફ માથા પર ટોપી પહેરીને ચોગાનમાં ઊભો હતો. ટ્રેપોફ તેની પાસે ગયો અને બરાડી ઊઠ્યો. "મારી હાજરીમાં ઢાંકેલે માથે ઊભા રહેવાની તું હિંમત કરે છે, છોકરા !" આમ કહીને તેણે તે છોકરાને એક મુક્કી લગાવી દીધી, ટોપી આઘે ઊડી પડી.

બીજા કેદીઓ આ બનાવ પોતપોતાની બારીમાંથી

જોઇ રહ્યા હતા. તેઓ એકીસાથે બોલી ઊઠ્યાઃ “ લફંગા, લુચ્ચા, ખૂની, જા અહીંથી, સાલા ટ્રેપોફ ! ” આ બૂમરાણ સાંભળીને તેમજ પોતાના સાથીનું અપમાન થયાનું સાંભળીને બીજા કેદીઓ પણ આ શોરબકોરમાં સામેલ થયા. આ બધા કેદીઓ પોતાની ઓરડીનાં દરવાજા તથા બારીબારણાં જોરથી ઠોકવા લાગ્યા, અને એક ક્ષણમાં તો આખી જેલ આ નવીન વાજિંત્રના સૂરથી ગાજી ઊઠી. જેલના છ માળના મકાનમાંથી ધમકી આપતા ચહેરાઓ તરફ ગુસ્સાથી જોતો ટ્રેપોફ જેલના ગવર્નર તરફ વળ્યો અને બોગોલિયુબોફ તરફ આંગળી કરી કહ્યુંઃ “ આને ફટકા લગાવવા લઈ જાઓ. ”

અર્ધા કલાક પછી ગવર્નરે રાજદ્વારી કેદીઓને ગર્વથી ખબર આપી કે બોગોલિયુબોફને દંડૂકાથી તેર ફટકા લગાવાયા હતા.

પછી આ કેદીઓ હુલ્લડ કરવા તથા બધું ભાંગફોડ કરવા મંડ્યા. એટલે ટ્રેપોફે પોલિસોનું વધારાનું સૈન્ય મોકલ્યું. તેમણે જે હાથમાં આવ્યા તે બધાને પકડીને નિર્દય રીતે મારવાનું શરૂ કર્યું. ગુનેગાર કે નિર્દોષ એ જોયા સિવાય તેમણે દીધે રાખ્યું. ટેલિકસ વૉલ્ખોવ્સ્કીએ આ હુલ્લડમાં જરાયે ભાગ લીધો નહતો, અરે તેને તો આ હુલ્લડ સંબંધી જરા પણ ખબર ન હતી, છતાં તેને તેની ઓરડીમાંથી બહાર ખેંચી કાઢ્યો અને નિર્દય રીતે માર માર્યો. પણ બહાદુર સિન્ગબ આમાંથી સાવ બચી ગયો. કારણ કે જ્યારે આ મારાઓ તેની ઓરડી આગળથી પસાર થતા હતા ત્યારે આ ભાઈસાહેબ પોતાની ઓરડીમાંનું બધું ભાંગીતોડીફોડી, થાકીને, મૂંગામૂંગા લાંબા થઈને સૂઈ ગયા હતા !

તે દિવસે સવારથી કેદીઓને કાંઈ ખાવાનું મળ્યું નહોતું, અને તેમનામાંના ઘણા તો ભયંકર સ્થિતિમાં હતા. અને દવાખાનામાં લઈ જવા પડે એટલો તેમને માર પડ્યો હતો, પણ તેમને ત્યાં લઇ કોણ જાય ? તે દિવસ કેદીઓનાં સગાં-વહાલાંઓને મળવાનો દિવસ હતો, પણ તેમને દાખલ થવા ન દીધાં. પરંતુ બહારથી તેઓ કેદીઓના બૂમબરાડા સાંભળી શકતાં હતાં અને ત્યાં શું થતું હતું તે તેઓ તરત જ જાણી ગયાં. આ સમાચારથી આખું શહેર સણસણી ઊઠ્યું. કેદીઓના મિત્રોને જ્યારે આ બનાવની ખબર પડી ત્યારે તરત જ તેમણે ટ્રેપોફનું ખૂન કરવાનો ઠરાવ પસાર કર્યો, અને તે નિર્ણયની ખબર જેલ-માંના કેદીઓને તેમના છૂપા તારસંદેશા દ્વારા આપી. આ સમાચાર મળતાં જ તેમણે હુલ્લડ કરવું બંધ કર્યું. અને સાચે જ, થોડા વખતમાં વેરા ઝેસુલિચ નામની જુવાન છોકરી, જેણે બોગોલિયુબોફને કદી જોયો પણ નહોતો,—દક્ષિણ રુશિયાથી સેંટ પિટર્સબર્ગ આવી, જનરલ ટ્રેપોફને હાથોહાથ અરજી આપવાના બહાને તેની પાસે ગઈ, અને લાગ મળતાં જ તેના પર સચોટ ગોળીબાર કર્યો. ટ્રેપોફ મરણતોલ ઘાયલ થઈ જમીન પર ઢળી પડયો. આમ ત્રાસ વર્તાવવાની હિલચાલનું આ મંગળાચરણ હતું. પછી તે છોકરી પકડાઈ ગઈ, તેના પર કેસ ચાલ્યો, અને છેવટે જુરીએ તેને નિર્દોષ જાહેર કરી.

## ૯

## ગાજવીજ ને તોફાન

આખરે ૧૮૭૭ ના સપ્ટેમ્બરની ૧૮ મી તારીખે ૧૯૩ રાજદ્વારી કેદીઓનો પ્રખ્યાત મુકર્દમો શરૂ થયો. આ

કેદીઓમાં આપણો વાર્તાનાયક પણ હતો. શરૂઆતમાં કોર્ટમાં બધા કેદીઓ સાથે હાજર હતા. પણ તેમના ઉપરનું લાંબું આરોપનામું વાંચી સંભળાવ્યા પછી કોર્ટે બધા કેદીઓને ૧૭ ટુકડીમાં વહેંચી નાંખી દરેક ટુકડીનો જુદોજુદો કેસ ચલાવવાનું નક્કી કર્યું. આથી કેદીઓમાં ખૂબ વિરોધ પ્રગટી ઊઠ્યો કારણ કે આને પરિણામે તેઓ કોર્ટની આખી કાર્યવાહી સાંભળી શકે નહિ. તે બધાને તો એક જ જાતના આરોપસર ઊભા કરવામાં આવ્યા હતા. વળી તેઓ બધા એક જ ગુપ્ત મંડળીના સભાસદ છે અને દેશના ચાલુ રાજતંત્રને તોડી નાંખવા યત્ન કરે છે એ આરોપ પણ બધા જ ઉપર હતો. તેમણે કોર્ટના આ નિર્ણયનો વિરોધ કરવાનું નક્કી કર્યું, અને બીજા ઠરાવે આ નિર્ણયનો વિરોધ કરવાનું કામ સિન્ગબને સોંપવામાં આવ્યું. સિન્ગબે કોર્ટમાં જાહેર કર્યું : " જે કોર્ટ અમારી સામે ચાલતા કેસમાં અમને બધાને સાથે હાજર રહેવા દેવાના અમારા હક ઉપર તરાપ મારે છે તે કોર્ટની હકૂમતને સ્વીકારવાની અમે સાફ ના પાડીએ છીએ. અને તેથી અમને બધાને કાઢી મૂકી અમારી ગેરહાજરીમાં કેસ ચલાવાય એમ અમે ઇચ્છીએ છીએ." કોર્ટના પ્રમુખ સિને-ટર પીટર્સે આ સાંભળતાં જ પોલિસને બૂમ પાડી કહ્યું: " આને પકડીને બહાર લઈ જાઓ ! " સિપાઇઓ તેને પકડીને લઈ જતા હતા ત્યારે પીટર્સે તેને પૂછ્યું: " તમે સવાલોના જવાબ આપશો ? " " ના, " સિન્ગબે જવાબ આપ્યો; " આવી કોર્ટ આગળ હું કાંઈ પણ ખુલાસો કરવા ઇચ્છતો નથી."

કેટલા યે દિવસ સુધી કેદીઓને બળજબરીથી કોર્ટમાં હાજર કરવામાં આવ્યા, પણ તેઓ ભરકોર્ટમાં ન્યાયાધીશનું અપમાન કરતા. આખરે તેમને કેદખાનામાં પડયા રહેવા દઈ તેમની ગેરહાજરીમાં કામ ચલાવવાનું કોર્ટે નક્કી કર્યું. આમ કોર્ટે તેમની માગણી કબૂલ રાખી ત્યારે કેટલાક કેદીઓએ, પરસ્પર સંમતિથી, કોર્ટમાં હાજર રહેવાનું ગોઠવ્યું. આમાં પ્રખ્યાત હિપોલિટ મુઇશકિન પણ એક હતો. તેણે એક વક્તૃત્વકળાથી ભરપૂર અને જુસ્સાદાર ભાષણ કર્યું. આવું ભાષણ રુશિયન કોર્ટે ભાગ્યે જ સાંભળ્યું હશે.

છેવટે, મુકર્દમો આઠ માસ ચાલ્યા પછી, ૧૮૭૮ ના માર્ચની આખરે, તેમને થયેલી સજા સત્તાવાર રીતે જાહેર કરવામાં આવી. સિન્ગબને સાઇબીરિયાની નવ વર્ષની સખત મજૂરી સાથેની સજા થઈ, અને બીજાઓને પણ તે જ જાતની કે જુદીજુદી જાતની સજા થઈ. આખરે ઘણી સજાઓમાં ફેરફાર કરાવવા કોર્ટે ઝારને અરજી કરવાનો નિર્ણય કર્યો. બધાને ખાત્રી હતી કે સામાન્ય રૂઢિ મુજબ કોર્ટની આ માગણી સ્વીકારી બીજો એલેક્ઝાન્ડર તેમને ક્ષમા આપી રાજદ્વારી ડહાપણ દર્શાવશે; પણ આ પ્રસંગે તો ઝાર તેની પોતાની નીમેલી કોર્ટ કરતાં પણ વધુ સખત થયો, અને આ કેદીઓમાંના બાર જણની બાબતમાં, જેઓ ખૂબ હોશિયાર અને બુદ્ધિશાળી હોવાનો રિપોર્ટ હતો, તેમની અરજી નિષ્ફળ ગઈ. આમ ક્ષમા પામેલાઓમાં ન આવેલાઓમાં સિન્ગબ પણ હતો. છતાં મુકર્દમા અગાઉ જેલમાં જે ૪ વર્ષ અને ૮ માસ તેણે ગાળ્યા હતા તે મુદ્દત તેને મજરે આપવામાં આવી, અને વધારામાં જવાઆવવાનો એક મહિનો માફ કર્યો.

આ સજા પછી સિન્ગબ અને તેના સાથીઓને સાઈબીરિયા જવાના રસ્તાના વિસામા જેવા પીટર અને પૉલના કિલ્લામાં રાખવામાં આવ્યા. આ સમય દરમ્યાન સિન્ગબે લાંઘણની એક હડતાળમાં ભાગ લીધો હતો. જે કેદીઓનો મુકર્દમો હજી ચાલવાનો હતો, અને બીજા કેદીઓની સજા જેમ ઓછી થઈ હતી તેમ પોતાની સજા પણ ઓછી થાય એવી જેઓ માગણી કરતા હતા, તેમણે આ હિલચાલ શરૂ કરી હતી. તેમને આમાં બળ મળે એટલા જ ખાતર સિન્ગબ અને તેના સાથીઓ આ હડતાળમાં જોડાયા. ત્રણ દિવસ સુધી કોઈએ કાંઈ અનાજ લીધું નહિ. આ કરુણ બનાવની જાણ તેમનાં સગાંવહાલાંને અને મિત્રોને પડી ત્યારે તેઓ જેલોના વડા સરદાર મેઝેન્ઝેફ પાસે પહોંચ્યા અને થોડી-ઘણી છૂટ મૂકીને પણ કેદીઓને ભૂખે મરતા બચાવવા તેને વિનંતી કરી. પણ આ નરરાક્ષસનો જવાબ પણ પિશાચી હતો; અલબત્ત, ઝારના પ્રતિનિધિને શોભે એવો જ હતો : "છો ને મરતા સાલાઓ! મેં તે બધાને માટે કફન મંગાવી રાખ્યા છે!" કેદીઓનાં દુઃખી માતાઓને, પિતાઓને, પત્નીઓને, બહેનોને તેમજ ભાઈઓને આ નફટ જવાબ સાંભળી ઘેર જવું પડ્યું.

પણ મેઝેન્ઝેફની મુરાદ બર આવી નહિ. બીજે જ દિવસે અમલદારોને સૂઝી ગયું કે બસો રાજદ્વારી કેદીઓને લાંઘણે ચડેલા રાખવા એ મહાજોખમકારક હતું, કારણ કે એમ થવાથી તેમનાં મિત્રો તથા સગાંવહાલાં જવાબદાર અમલદારો સામે વેર લીધા વિના રહે એમ નહોતું. જેમનો

મુકદ્દમો બાકી હતો એવા કેદીઓનો આ કિલ્લામાંથી જ્યાં ઓછી સખત મજૂરી હોય એવી સાદી જેલમાં મોકલવાની માગણી મંજૂર થઈ અને કેદીઓએ તેમના લાંબા ઉપવાસ છોડયા. પણ એકબે દિવસમાં જ તેમને સમજાયું કે અમલદારોએ તે જ કિલ્લાના બીજા ભાગમાં તેમની બદલી કરીને તેમને છેતર્યા હતા. એટલે ફરીથી હડતાળ પાડવા તેમણે અમલદારો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો, પણ એટલામાં તો જનરલ મેઝેન્ઝેફનું ખૂન કરવાની તજવીજ શરૂ થઈ ગઈ છે એમ મિત્રો તરફથી સમાચાર મળ્યા એટલે તેમણે બીજી વખત લાંઘણ કરવાનું માંડી વાળ્યું.

આ અને આવા આવા બીજા કેટલાયે સિતમો ગુજારવા બદલ જનરલ મેઝેન્ઝેફનું કાટલું કાઢવાનું કામ એક જુવાન તોપચી ક્રેવચિન્સ્કીએ માથે લીધું હતું. એ ક્રેવચિન્સ્કી ઇંગ્લાંડ વસતો હતો, અને રાજદ્વારી તેમજ સાહિત્યસૃષ્ટિમાં સરજિયસ સ્ટેપનિયેકના નામથી પ્રખ્યાત થયો હતો. આપણા નાયક સિન્ગબનો એ પરમ મિત્ર હતો. સિન્ગબે જ્યારે આ ઇરાદા વિષે સાંભળ્યું ત્યારે આ ખુનસભર્યા કાર્યનો વિરોધ દર્શાવતો એક લાંબો પત્ર તેને લખ્યો, પણ તેની દલીલો મિત્રને ગળે ઊતરી નહિ. એક દિવસ લાગ જોઈ તેણે મેઝેન્ઝોફને ઠાર કર્યો, અને પોતે ચાલાકીથી સહીસલામત છટકી ગયો.

## ૧૦

## પિશાચલીલા

આખરે ૧૮૭૮ ના જુલાઈની ૨૨ મીએ સિન્ગબને સાઇબીરિયા દેશપાર કરવામાં આવ્યો.

તેની સખત સજાની મુદ્દત પૂરી થતાં તેને યુરોપીય રુશિયા જવાની રજા આપવામાં આવી. પણ તેણે સાઇબી-રિયામાં જ રહેવાનું પસંદ કર્યું અને ૧૯૦૨ માં તે ટોમસ્કમાં તેના કુટુંબ સહિત રહેવા આવ્યો. અહીં તે ગવર્નમેન્ટ સેવીંગ્સ બૅંકના કંટ્રોલર તરીકે કામ કરતો અને તેના બાકીના સમયમાં સાહિત્યનું કામ કરતો. જીવનમાં અનેક હાડમારીઓ ભોગવી હોવાથી તેનું શરીર ભાગી ગયું. તે અકાળે વૃદ્ધ થયો હતો. હવે તેણે રાજદ્વારી બાબતોમાં સક્રિય ભાગ લેવાનું બંધ કર્યું. હવે તેને આશા હતી કે બાકીનું જીવન તે શાન્તિમાં પસાર કરશે. પણ ૧૯૦૫ ના ઑકટોબરના ધાર્મિક અને મુલકી સ્વતંત્રતા બક્ષતા ઝારના ઢંઢેરાથી, બીજા ઘણાઓની જેમ, સિન્ગબને ભાગે પણ રાહત અને આરામને બદલે દુઃખ અને સંતાપ જ આવ્યાં. ડ્યુમાની પહેલી ચૂંટણીની તૈયારી દરમ્યાન ટોમસ્કના અધિકારીઓએ શહેરને અવિશ્વસ્ય રાજદ્વારી તત્ત્વોથી તદ્દન સાફ કરવા માંડ્યું અને ૧૯૦૬ના માર્ચમાં સિન્ગબ ખૂબ માંદો હતો, ડાકટરની સારવારમાં હતો તોપણ, તેને પકડીને જેલમાં નાંખવામાં આવ્યો. અહીં તેને ચાર દિવસ રાખવામાં આવ્યો, અને પછી તાકીદે સાઇબીરિયાની હદ છોડવાનો હુકમ છૂટ્યો. તેના કુટુંબની વ્યવસ્થા કરવાનો વખત તો ન અપાયો, પણ સરકારી સેવીંગ્સ બૅંકની ઑફિસનો પોતાનાહોદ્દાનો વહીવટ બીજાને સોંપવાનો પણ સમય ન અપાયો. આ પ્રમાણે, ઝારના સુવિખ્યાત ઢંઢેરા પછી પણ, સાઇબી-રિયાથી યુરોપીય રુશિયામાં એક રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો વિચિત્ર બનાવ બન્યો.

આ આખો ઊનાળો સિન્ગબે આમતેમ ભટકી ભટકીને કાઢ્યો કારણ કે તેને કયા ગુનાથી દેશપાર કરવામાં આવ્યો હતો, અને તેને ક્યાં સુધી પાછા ફરવા નહિ દેવામાં આવશે તેની તેને જરા યે ખબર નહોતી. આથી તેણે ક્યાં યે સ્થાયી મુકામ કર્યો નહિ. આખરે ૧૯૦૬ના સપ્ટેંબરમાં, ટોમસ્કના ગવર્નર જનરલે પોતે તેની અરજી ઉપર નીચેનો શેરો માર્યો :

" સિન્ગબ ટોમસ્ક પાછો ફરે અને તેની અસલની જગ્યા સંભાળી લે એમાં મને કાંઇ હરકત નથી લાગતી. " સિન્ગબ પાછો ફર્યો પણ સાઇબીરિયાની રેલ્વેના ડાયરેક્ટર ક્રીવેનોવ્સ્કી, જેના હાથમાં સેવીંગ્સ બૅંકનો વહીવટ હતો તેણે પોતાને રાજદ્વારી અવિશ્વસનીય અમલદારોની જરૂર નથી એ બહાને તેને ફરીથી નોકરીમાં લેવાની ના પાડી.

આ ફેરફાર ઝારના નવા રાજબંધારણના ઢંઢેરાથી થયો. આપણી નાયિકા સોનીઆની બ્હેનનો એક બીજો દાખલો જોઇએ. તેની જુવાનીમાં તે ઘણી પાણીદાર છોકરી હતી. તેની બ્હેનને સ્વતંત્રતા તથા જ્ઞાન માટે ભાગવામાં તેણે પણ મદદ કરી હતી, અને તે પણ પાછળથી એ હેતુથી ઘર છોડી ગઈ હતી. તેણે શિક્ષિકા અને દાયણ થવાનું પસંદ કર્યું. પ્રખ્યાત વેરા ફિગ્નરના મુકદ્દમામાં તે પણ સંડાવાઈ હતી, સાઇબીરિયા દેશપાર થઈ હતી, ત્યાંથી નાસી છૂટી હતી, અને ફરીથી વધારે દૂરના પ્રદેશમાં, પૂર્વ સાઇબીરિયાના ઇરકુટસ્કમાં દેશનિકાલ થવા ફરી પકડાઇ હતી. ત્યાં તે એક રાજદ્વારી દેશનિકાલ થયેલા કેદી સાથે પરણી હતી. તે ' આમુર ગેઝેટ ' નામના સ્વતંત્રતાવાદી પ્રજાકીય પત્રનો તંત્રી અને માલિક હતો. તેના મરણ પછી તેની

વિધવાએ તે પત્ર ચાલુ રાખ્યું, અને તે ઝારનો સ્વતંત્રતા આપતો ઢંઢેરો બહાર પડયો ત્યાં સુધી ચલાવ્યું. પછી સરકારે જપ્ત કર્યું. સોનીઆની બહેન આથી તદ્દન પાયમાલ થઇ ગઈ, કારણ કે તેણે તેનું છાપખાનું અને તેનું ખાનગી મકાન પણ ગૂમાવ્યું હતું. સાઇબીરિયાના દેશનિકાલથી તેનું શરીર લથડયું તો હતું જ, તેમાં આ આફતથી વધારે ખરાબ થયું. તેની ગરીબાઈ ને લીધે માનસિક ચિંતાઓ વધવા લાગી. આજે તે માનસિક ચિંતામાં ડૂબેલી, પોતાનાં બે છોકરાં સાથે ગરીબાઈ અને દુઃખમાં પૂર્વ સાઈ-બીરિયાના ચિટા શહેરમાં રહે છે.

## ૧૧

## કરુણ કથા

આપણા નાયક-નાયિકાનું કૌટુમ્બિક જીવન આ પછી વધુ ને વધુ ખરાબ અને હૃદયદ્રાવક થતું ગયું.

સિન્ગબ શરીરે નબળો પડી ગયો હતો, અને તેની પત્ની પણ ચિંતાઓથી ઘસાઈ ગઈ હતી. છતાં તેમનો ઉત્સાહ અદમ્ય હતો, તેમનાં હૃદય દેશદાઝથી બળી રહ્યાં હતાં. પણ હવે તેમાં કરુણતાના અંશો આવ્યા હતા. આ પુસ્તકના મૂળ લેખકને આ પુસ્તક લખાતું હતું ત્યારે ટોમસ્કથી મેડમ સિન્ગબનો જે છેલ્લો પત્ર મળ્યો હતો તે તેના કુટુંબની હૃદયદ્રાવક કરુણકથા રજૂ કરે છે. આ રહ્યો તે પત્રઃ

" મારો દીકરો એનેટોલી ચિટાની લશ્કરી ટુકડીનો અમલદાર હતો, અને એ ટુકડી રુશિયા અને જાપાન વચ્ચેના યુદ્ધમાં જાપાનીઓની સામે પ્રથમ મોકલાયેલી ટુકડીઓમાંની

એક હતી. આ લડાઈ કોઈ પણ પ્રજાના હિતને ખાતર લડાતી ન હોવાથી એનેટોલી આ લડાઈની વિરુદ્ધ હતો. છતાં પણ તેને પોતાની ટુકડી લઈ આ યુદ્ધમાં ભાગ લેવો પડયો અને એક રાતની ઝપાઝપીમાં તે ખપી ગયો. તે કેદી તરીકે પકડાયો નહતો તેથી એમ જણાય છે કે ઘાયલ થતાં રણક્ષેત્રમાં તે સાવ અસહાય પડી રહ્યો હશે અને બીજા ઘણાઓની પેઠે મરણ પામ્યો હશે.

"મારી દીકરી નટાશા ! સત્તર વર્ષની કોમળ વયમાં પોતાના કુટુંબમાં તેમજ મિત્રોનાં કુટુંબોમાં રોજ ને રોજ જે હૃદયદ્રાવક બનાવો બનતા હતા તે નજરે જોતી. તેનું આખું જીવન ખારું ખારું થઈ ગયું, અને એક કાળા દિવસે તેણે આપઘાત કર્યો.

"મારો વડો દીકરો સરજિયસ, સોળ વર્ષની ઉમરનો જુવાન, સરકારી વ્યાયામશાળામાં ભણતો હતો તે દરમ્યાન માનસિક શોકની દશામાં તેણે પણ આત્મહત્યા કરી. અલેકઝાંડર ત્રીજાના આપખુદ રાજ્યના પ્રારંભકાળની રુશિયાની માધ્યમિક શાળાઓમાં તેમજ યુનિવર્સિટીમાં કેળવણી આપવાની રાક્ષસી પદ્ધતિનું આ સીધું પરિણામ હતું. સરકારી કેળવણીખાતાના વડાએ જાહેર કર્યું હતું કે શાળાના તેમજ વ્યાયામશાળાના વિદ્યાર્થીઓને પુષ્કળ અવકાશ મળતો હોવાથી તેઓ ક્રાન્તિકારી સાહિત્ય વાંચે છે અને રાજકારણમાં ભાગ પણ લે છે. આથી આ વિદ્યાર્થીઓને તેમના જુવાનીના અભ્યાસકાળ દરમ્યાન જરા યે ફુરસદ ન મળે તેટલા ખાતર કેળવણીખાતાના પ્રધાનમંડળે અભ્યાસક્રમ તથા અભ્યાસના વિષયો

ઘણા જ વધારી દીધા. આમ રાજદ્વારી હેતુઓને ખાતર વિદ્યાર્થીઓને તેમની નાજુક અને ઊછરતી વયમાં અભ્યાસના બોજા નીચે ચગદી નાંખ્યા. દરરોજ કેટલા યે શુષ્ક વિષયોનું વાચન ગજાઉપરવટ મોઢે કરવાનું હોય, અને વળી પોલાદી શિસ્ત અને સજાનો હાઉ તો સામે ખડો હોય જ. આથી ઘણા યે જુવાનોનો શરીરનો બાંધી તૂટી ગયો, ઘણા યે રોગગ્રસ્ત થયા. ઉદ્વેગ અને ચિંતા એ તો સામાન્ય બનાવો ગણાવા લાગ્યા, અને પરિણામે ઘણા આપઘાત પણ કરતા. મારો સરજિયસ તો ઘણા ભોગમાંનો એક ભોગ હતો!... ”

મેડમ સિન્ગબ પોતાનો પત્ર નીચેના કરુણાજનક શબ્દોથી પૂરો કરે છે:

“મારા બે દીકરા, જુવાન છતાં યે રુશિયાના નસીબે જે અસંખ્ય દુઃખો નોંધાયેલાં છે તે પણ ભોગવી ચૂક્યા છે. હાલ અમને હજી ચાર છોકરાં જીવતાં છે. પણ તમે જાણો છો તેમ, રુશિયાનાં કયાં માબાપ તેમનાં બાળકોને જન્મથી જ ડમાઇ ગયેલાં નથી માનતાં? મારાં પોતાનાં છોકરાં તદ્દન જ્ઞાનતંતુની નબળાઈવાળાં અને ખૂબ જ ચંચળ સ્વભાવનાં છે; જ્યારે રુશિયાના જીવનની પરિસ્થિતિ કદી પણ શરીરને વિકસવા દેતી નથી કે માનસિક સ્વસ્થતા બક્ષતી નથી. ત્યારે શું મારાં બાળકો દેશનિકાલની, જેલની, ફાંસીની કે ગોળીબારની સજા ભોગવ્યા સિવાય સારા દિવસો જોવા માટે જીવશે ખરાં? અંગ્રેજ જુવાનની મને કેટલી ઇર્ષા આવે છે! તેઓને કેવું મધુરું બાલપણ ભોગવવાનું મળે છે અને કેવાં વિદ્યાર્થીજીવનનાં સુખી વર્ષો ગાળવાનાં મળે છે!

આવ્યું છે, અને શરીરે પણ એ તદ્દન ભાંગી ગયા છે. આ સાથે

જે ફોટો મોકલું છું તે તો લગભગ પંદર વર્ષ ઉપર લેવાયેલો છે." *

આમ સમસ્ત જનતાના કલ્યાણને અર્થે પોતાનાં જીવન અત્યંત ઉલ્લાસથી સમર્પવાની આશા ને હોંશ સેવતા નવજુવાન દંપતીનું, આખી પ્રજાના ભોગે પોતાનું સત્તાનું સિંહાસન અડગ અને સુરક્ષિત રાખનારા જુલમગારને હાથે જીવનભર દબાઇ ચગદાઈ શહીદ થવું એની અંદર કેટલી કરુણા છે ! આ ક્રૂર કરુણામાં આપખુદીના અંધકાર સાથે આત્મસમર્પણનાં અજવાળાં છે. પરતંત્રતાની સામે સ્વતંત્રતા છે. ઘડીભર, આ સિતમની અવિરત ચાલતી ચક્કી આપણું માથું ફેરવ્યા વિના રહેતી નથી; પણ બીજી બાજુ આપણું હૃદય આ વીર નાયક-નાયિકા તરફ માન અને લાગણીથી ઢળી જાય છે. શું તેમની ઉદાત્ત ભાવના, શું જીવનસમર્પણની ભવ્ય કથા !



* આ ચોપડીના પૂંઠા ઉપર એ ફોટો મૂકયો છે.

# સરસ્વતી ગ્રન્થમાળાની યોજના

ગુજરાતમાં જે જાગૃતિ આવી છે તેને પોષે, ટકાવે અને વધારે; દેશાભિ[illegible] વધારે; તેમજ રાષ્ટ્રનિર્માણ કરવામાં જોઈતા સદ્‌ગુણો ખીલે તે માટે જૂદા [illegible] દેશોમાં થયેલી ક્રાન્તિઓના ઇતિહાસ તથા ક્રાન્તિકારક મહાન પુરુષો[illegible] જીવનચરિત્રો; ઐતિહાસિક વાર્તાઓ; તેમ જ ખેડૂતો, મજૂરો, કારી[illegible] અને સ્ત્રીઓ, જે આજના જીવનમાં કચરાઈ રહેલાં છે તેમનાં જીવ[illegible] નવું ચેતન પ્રગટે એવું સાહિત્ય આ ગ્રન્થમાળાદ્વારા આપવા[illegible]માં આવે

**દર મહિને ૬૪ પૃષ્ઠનું એક પુસ્તક અપાય છે**

વાર્ષિક પૃષ્ઠ સંખ્યા : લગભગ ૭૬૮;

લવાજમ: હિંદમાં રૂા. ૬ા૮; પરદેશના રૂા. ૮ાા.

**: બહાર પડેલાં પુસ્તકો :**

| | કિંમત | [illegible] |
|---|---|---|
| ૧ વીર વલ્લભભાઈ (સચિત્ર; ત્રીજી આવૃત્તિ) : મહાદેવ દેસાઈ | ૦–૨–૬ | ૦–૦ |
| ૨ રાજાજીની વાતો : ચક્રવર્તિ રાજગોપાલાચારી | ૦–૩–[illegible] | ૦–[illegible] |
| ૩ અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ (સચિત્ર) : જીવણલાલ દીવાન | ૦–૪–૦ | ૦–૧ |
| ૪ જાતકકથાસંગ્રહ ભા. ૧ : ધર્માનંદ કોસંબી | ૦–[illegible]–૦ | ૦–[illegible] |
| ૫-૬ ક્રાન્તિ : પીટર ક્રોપોટકિન | ૦–[illegible]–૦ | ૦–[illegible] |
| ૭ ક્રાન્તિકારી લગ્ન | ૦–[illegible]–૦ | ૦–[illegible] |

**: છપાય છે :**

'૧૮૫૭' [બળવાની બીજી બાજુ]: બળવા વખતે ગોરા [illegible] હિંદીઓ[illegible] ગુજારેલા અત્યાચારોના રોમાંચક પ્રસંગો. અંગ્રેજોના હ[illegible]

**પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : [illegible]**

**મુંબઈના એજન્ટ : સી. જમનાદાસની કં : [illegible]**